# નવાં પુસ્તકો

| | |
|---|---|
| બુદ્ધિધન બીરબલ | ૬-૧૨-૦ |
| ગૃહિણી મીત્ર | ૫-૦-૦ |
| ભગવાન બુદ્ધ | ૨-૮-૦ |
| વિક્રમની વાતો | ૪-૮-૦ |
| બુદ્ધિવિલાસ | ૫-૦-૦ |
| જવાહર—કમલા | ૩-૦-૦ |
| ચાણક્ય | ૨-૦-૦ |
| પટેલ પટલાણી ને બીજી વાતો | ૩-૦-૦ |
| જાદુઇ ચક્કી | ૩-૦-૦ |
| ચિત્રા | ૩-૮-૦ |
| ભારતજનની કસ્તુરબા | ૧-૮-૦ |
| સાધના | ૨-૦-૦ |
| ગાંધીજીના જીવનપ્રસંગો | ૨-૪-૦ |
| ગાંધીજી ને જગવંદના | ૩-૦-૦ |
| ધર્મોનું મિલન | ૫-૦-૦ |
| પ્રભુતામાં પગલાં | ૩-૮-૦ |
| ચિત્રલેખા | ૩-૮-૦ |
| સુવર્ણ પિંજર | ૨-૮-૦ |
| ખાલી ખોળો | ૨-૮-૦ |
| સંગ્રામ | ૨-૮-૦ |
| ભારતી | ૨-૮-૦ |
| નર્તકી | ૫-૮-૦ |
| જર્મનીની આત્મકથા | ૪-૪-૦ |
| ઈશ્વરદાન | ૩-૦-૦ |
| બલુનપ્રવાસ | ૩-૦-૦ |
| પ્રેમકન્યા | ૨-૦-૦ |
| હાસ્યમંઝીલ | ૩-૦-૦ |
| બીરબલની ચિત્રમય બાલવાતો | ૩-૦-૦ |







મહા સામ્રાજ્યના માંધાતાઓને ધ્રુજાવનાર મહાત્માજીનું દ્રષ્ટાંત જગતમાં આગે કદમ કરનારાઓને માટે અનુપમ અને અચૂક માર્ગ દર્શક છે ! ૯ મી ઓગસ્ટ ૧૯૪૨ ના પ્રભાતે હિંદમાતાના એ લાડીલા પુત્રે ભરેલ પગલું સ્વતંત્ર ભારતના માર્ગમાં "એક કદમ આગે" જ છે !

નિરાશાને હાંકી કાઢી જીવનમાં ઉત્સાહ, આનંદ અને ચેતન પૂરી પ્રગતિના માર્ગે લઇ જતું, જીંદગી જીતવાની સફળ અને અપૂર્વ કલા શીખવતું પ્રેરણાત્મક પ્રકાશન

# એક કદમ આગે


કર્તા

રસિકલાલ એચ. શાહ

L. L. B.


A long journey of Thousand Miles begins with one Step.


પ્રકાશક

એન. એમ. ઠક્કરની કું.

બુકસેલર્સ અને પબ્લીશર્સ

૧૪૦ પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ, ૨.

# પ્રિય વાચકોને

જીવન પંથ ઉજાળનાર આ સૃજન જુના સિદ્ધાંતોને સાફસુફ કરી, સત્ય સ્વરૂપમાં આપની સમક્ષ રજુ કરતાં મને આનંદ થાય છે।

તમે અને હું, કહો કે સારૂંયે જગત, આજે પોતાની ઉન્નતિને માટે, પોતાના સુખ અને સ્વાતંત્ર્યને માટે તલપાપડ થઈ રહેલ છે, અજબ આતુરતા સેવી રહેલ છે. પરંતુ આપણા ભાવિની આડે અપારદર્શક પડદો રહેલ છે, આપણે મન વાંચ્છિત, ઇષ્ટ વસ્તુની ઝાંખી કરી શકતા નથી, અને આથી આપણું હૃદય નિરાશાથી ખિન્ન થઇ જાય છે!

પરંતુ ખિન્નતાથી આપણું કોઇનું કાર્ય સિદ્ધ થનાર નથી. આપણે તો જીવન જીવી બતાવવા માટે જન્મ્યા છીએ. જીવનના જંગમાં નિડરતાથી ઝઝુમનારનેજ વિજય પ્રાપ્ત થાય છે. જો આપણે વિજયજ પ્રાપ્ત કરવો હોય તો મુઝાવું શા માટે? ગભરાવું શા માટે?

ઉન્નતિના માર્ગે આગેકુચ કરનારને માટે નાહિંમત થઈ બેસી રહેવું પાલવે તેમ નથી! કાળ રૂપી ઉંદર આપણા આયુષ્ય રૂપી દોરી સતત કાપી રહેલ છે તે મા ભૂલો! વિજળીના ઝબકારામાં મોતી પરોવી લેવાનું છે તે યાદ રાખો! આ માનવ જીવનમાં આપણું તથા આપણા માનવ બંધુઓનું અમર શ્રેય સાધવાનું આપણું પવિત્ર કર્તવ્ય અદા કરવામાં જરા પણ વિલંબને સ્થાન આપવું તે ભયંકર હાનિકારક હોઈ આપણે વિચારોમાં અટવાયા કરવું તે યોગ્ય નથી. મનુષ્ય દેહ રૂપી રથને જોડાયેલ મન રૂપી અશ્વને કાબુમાં લઈ આપણે સત્વરજ પ્રગતિના પંથે હંકારી જવું જોઇએ!

ચાલો! ચાલો! આપણે હાથમાં હાથ મિલાવી એક કદમ આગે ભરીએ, આપણી ઉન્નતિ આપણી સામેજ દોડી આવતી આપણે અવશ્ય નિહાળીશું!!

—રસિકલાલ હરજીવનદાસ શાહ.

# એક કદમ આગે

## અનુક્રમણિકા.

# એક કદમ આગે

* પરાજયમાંથી વિજય મેળવતાં શીખો.
* નિષ્ફળતામાંથી સફળતાનું સર્જન કરો.
* દૃઢ નિશ્ચયમાંથી કદી પણ ન ડગો.
* '**એક કદમ આગે**'...સફળતા તમારી છે.

# વામનમાંથી વિરાટ બનો

અમે મનુષ્ય છીએ, કર્મયોગી છીએ.
દુનિયામાં તૂફાન મચાવવા આવ્યા
છીએ. હાથમાં નવી રોશની લઈ એક
કદમ આગે ભરીશું...એને દુનિયાની
કોઈ પણ તાકાત બુઝાવી શકશે નહિ.

# ૧. લોખંડી નિશ્ચય.

ઉન્નતિના માર્ગે વિચરવા ઇચ્છતા માનવીને માટે આ જગતના પંથ સઘળેજ સાંકડા નથી પરંતુ વિશાળ પણ છે. આ દુનિયાના મુસાફરના રાહ બધેજ ગુંચવાયેલા નથી, પરંતુ સરળ પણ છે. પરમાત્માની સૃજેલી આ જગતવાડીમાં કંટકો એકલાં જ નથી ઉગતાં, પરંતુ સુગંધીથી ભરેલાં ગુલાબો પણ જરૂર છે જ. હતાશ થયેલા માનવીના પ્રારબ્ધમાં વિધાતાએ દુઃખ એકલું જ નિર્માણ નથી કર્યું પરંતુ સુખ પણ સરજેલું જ છે. આશા અને નિરાશા વચ્ચે ઝોલાં ખાતા માનવીને માટે અધોગતિના માર્ગ એકલા જ નહિ પરંતુ પ્રગતિના પંથ પણ સદાય ખુલ્લા જ છે. અધોગતિના રાહના બારણાં બંધ કરી, ઉન્નતિના પંથે જ વિચરવા માટે લોખંડી નિશ્ચય કરી કોઇપણ કાળા માથાનો માનવી ભગીરથ પ્રયત્ન આદરે તો સુખ છેટું નથી, હાથ વેંતમાંજ છે!

આ જગતમાં સુખ અને સમૃદ્ધિ મેળવવાની ઈચ્છા તો સારાયે જનસમુદાયને હોય છે પરંતુ તેની પ્રાપ્તિ તો થોડા જ કરી શકે છે તેનું કારણ શું? આ પૃથ્વિના પટ પર વસતો દરેક માણસ પૈસાદાર–ધનવાન થવાની ઈચ્છા રાખે છે છતાં પણ લક્ષાધિપતિ તો થોડા જ માલુમ પડે છે તેનું કારણ શું! ઉન્નતિના શિખરે પહોંચવાની ઇચ્છા તો દરેક મનુષ્યના હૃદયના ઉંડાણમાં હોય છે પરંતુ ત્યાં પહોંચનારા વિરલા તો કોઈક જ જણાઈ આવે છે એમ શા માટે?

કેટલાક મનુષ્યોને મહાન બનવાની, સમૃદ્ધિવાન થવાની ઇચ્છા તો હોય છે પરંતુ તેઓ તે ઇચ્છાને સફળ બનાવવાને

યત્ન જ નથી કરતા. પુરૂષાર્થ વિના પરમપદ પામવું તે કેવળ આકાશ કુસુમવત્ છે. બીજ વાવ્યા સિવાય ફળ ખાવા ઇચ્છવું તે કેવળ હાસ્યજનક જ છે. આવા મનુષ્યોની મહાન થવાની ઇચ્છા ગર્ભમાંને ગર્ભમાં જ મૃત્યુને શરણ થવાને જ સરજાએલી હોય છે.

કેટલાંક બીજાં મનુષ્યો યત્ન તો આદરે છે પરંતુ દુર્ભાગ્યે તેઓ સાચી દિશામાં કાર્ય કરતા નથી અર્થાત તેઓને સાચો રાહ જડતો જ નથી. તેઓ માર્ગ ભુલે છે અને માર્ગ ભુલેલા એ કમનસિબ માનવીઓ સારીયે જીંદગી આ ભુલભુલામણી-મય જગતમાં ગોથાં ખાધાંજ કરે છે પરંતુ તેઓ ધારેલું ધ્યેય સિદ્ધ કરી શકતા નથી, મનોવાંચ્છિત વસ્તુ મેળવી શકતા નથી, અને અગાધ પરિશ્રમને અંતે પણ ઘાંચીના બળદની માફક છેવટે તો તેઓ જ્યાંના ત્યાંજ દ્રષ્ટિગોચર થાય છે!

જ્યારે કેટલાક ભાગ્યશાળી મનુષ્યો સાચી દિશામાં, સાચા પ્રયત્નોથી ઉન્નતિના શિખરે સફળતાપૂર્વક જઈ પહોંચે છે. તેઓનું મનોવાંચ્છિત ધ્યેય સિદ્ધ થાય છે, તેઓ ધારેલી પ્રાપ્તિને પામે છે, કારણ? કારણ કે તેઓ ઉન્નતિના માર્ગોથી પરિચિત થઈ, તેના ઉપર મકકમતાથી નિર્વિઘ્નપણે વિચારણા કરી સુખ અને સંપત્તિને પામે છે.

ઉન્નતિના માર્ગે વિચરવાનું પ્રથમ પગથીયું છે લોખંડી નિશ્ચય. જે મનુષ્યો આ જગતમાં મહાન બનવાની, ધનવાન બનવાની, સમૃદ્ધિવાન બનવાની, સંપૂર્ણ રીતે સુખી બનવાની ઇચ્છા સેવી રહેલા છે તેઓએ કાંઈ પણ પુરૂષાર્થ–કાંઈ પણ કાર્ય તો કરવું જ પડશે. અને તે કાર્ય સફળતાથી, અમે એટલાં

વિઘ્નો આવે છતાં પણ નિડરતાથી પાર પાડવાના લોખંડી નિશ્ચય સિવાય તેઓ તેમના કોઇ પણ કાર્યમાં સફળતા મેળવવાની ઇચ્છા રાખે તો તેઓ કેવળ ઝાંઝવાનાં જળ પાછળ જ દોડે છે ! મકકમ નિશ્ચય સિવાય કોઇ પણ મનુષ્ય કોઈ પણ મહાન કાર્યની સિદ્ધિ કરી શકતો જ નથી. ઢચુપચુ અર્થાત નિર્બળ મનના માનવીઓ કદાપિ આગળ વધી શકતા જ નથી. જ્યાં દ્રઢ નિશ્ચય છે ત્યાં અચૂક માર્ગ સાંપડે છે, ત્યાં મુશ્કેલીઓ કે આપત્તિઓ ટકી શકતી જ નથી. મજબુત મનના માણસો માટે અશક્ય એવી વસ્તુ જ નથી. ભારતવર્ષના અને જગતના ઈતિહાસના અનેક દાખલાઓ સાક્ષી પૂરે છે કે જ્યાં મકકમ મન હતું, જ્યાં લોખંડી નિશ્ચય હતો ત્યાં જ સફળતા હતી, ત્યાં જ સિદ્ધિ હતી !

અલબત્ત, કોઈ પણ કાર્યના આરંભ પહેલાં, દરેક માણસે સર્વ સંયોગો અને પરિસ્થિતિનો વિચાર કરી, તે કાર્યની બન્ને બાજુઓ તપાસી લેવી જોઇએ. ત્યારબાદ જો તે કાર્ય પોતાના મનોવાંચ્છિત ધ્યેયની સિદ્ધિમાં સ્હાયભુત થાય તેમ હોય તો તે પાર પાડવાનો મજબુત નિશ્ચય કરી લઈ, તે કાર્યનો આરંભ કરી દેવો જોઇએ, અને તેની પાછળ, તન, મન, અને ધન ખર્ચી નાખીને, અજોડ પરિશ્રમ કરીને પણ તે કાર્ય કરે જ છુટકો કરવો જોઇએ. ત્યારે જ જગતમાં આગળ વધાય છે, ત્યારે જ ઉન્નતિના માર્ગે જઈ શકાય છે.

હિંદુસ્તાનના વ્યાપારી જગતમાં ઘણા એવા દાખલાઓ મોજુદ છે કે જે માણસો પોતાના વતનમાંથી ફક્ત "દોરી લોટો" લઇને જ પુરૂષાર્થ ખેડવા નીકળી પડ્યા હતા તેઓ કરોડાધિપતિ

થયેલા માલુમ પડયા છે. તદ્દન ગરીબાઇમાંથી અઢળક સંપત્તિના તેઓ સ્વામિ બન્યા છે. કારણ? કારણ એ જ કે તેઓએ જે કાર્ય હાથ લીધેલું તે કાર્યમાં અજોડ સફળતા મેળવવાના દ્રઢ નિશ્ચયપૂર્વક તેઓ ઝઝુમ્યા છે. જો કોઇપણ વેપારી પોતાના વેપારમાં જ આગળ વધવાનો લોખંડી નિશ્ચય કરી તેમાંને તેમાં જ મંડયો રહે તો જરૂર મોડો યા વ્હેલો તેમાં જ સુખી થવાનો! તેવી જ રીતે જો કોઈ વકીલ યા ડોક્ટર પોતાના ધંધામાં અદ્વિતિય સફળતા મેળવવાના અચળ નિશ્ચય પૂર્વક ભગીરથ પ્રયાસ આદરે તો અંતે તેઓ જરૂર આબાદીની ટોચે પહોંચી શકે! પંડીત મોતીલાલ નેહરૂ જેવા વીરપુરૂષો હિંદના ઇતિહાસે કયાં નથી જોયા? આ પ્રમાણે જગતના કોઈપણ માર્ગ ઉપર આગળ વધવા માગતો માનવી તેને જરૂરી પરિશ્રમ ખેડે તો તે પોતાના મજબુત નિશ્ચયથી અને અજોડ સાહસથી જરૂર પોતાના ધ્યેયને પામે જ, એમાં શંકાને સ્થાન જ નથી.

આ ઉપરથી એ વાત સાબિત થાય છે કે જે કોઇ મનુષ્ય મહાન કાર્ય કરવાનો દ્રઢ નિશ્ચય કરે છે તે પોતાના જીવનનાં સાંકડા માર્ગો વિશાળ બનાવી શકે છે, પોતાનું જ્ઞાન વિકસાવી શકે છે અને પોતાની આસપાસ વસતા સામાન્ય જનસમુદાયથી આગળ તરી આવે છે. તેનો મકકમ નિર્ણય તેને આગળ ધપાવ્યે જ રાખે છે અને ટુંક સમયમાં જ તે પોતાના હાથમાં લીધેલું કાર્ય સફળતાને આરે ઉભેલું જોઈ શકે છે, કારણ કે મજબુત મનના માણસો પોતાના માર્ગમાં આડે આવતાં વિઘ્નોનું નિવારણ સ્હેજે જ કરી શકે છે. તેઓ પોતાની મુશ્કેલીઓનો સામનો ઘણી સરળતાથી કરે છે એટલું જ નહિ પરંતુ તેઓ પોતાના કાર્યમાં

આડે આવતાં ગમે એટલાં વિઘ્નોને ન ગણકારતા, આનંદથી હિંમતથી, અડગતાથી અને નિડરતાથી આગળ વધ્યે જ જાય છે, પછી ભલેને માર્ગમાં દુઃખના હિમાલયો આવે ! તેતો તેને પણ ઓળંગીને આગળ જરૂર વધવાના, કારણ તેઓનો નિશ્ચય પર્વતપ્રાય છે., દુઃખ, મુશ્કેલી, નિષ્ફળતા કે નિરાશા યા કોઇ પણ એવાં જ વિઘ્નો તે **લોખંડીમન**ના માનવીને ઉન્નતિના માર્ગે આગળ વધતા અટકાવવાને સમર્થ થતાં જ નથી !

જ્યારે બીજી તરફ, ડગમગતા મનવાળા માણસો, કોઈ પણ કાર્યની સિદ્ધિ કરી શકતા નથી. કારણ કે તેઓનું મન વિભ્રાંતિને પામેલું હોય છે. શું કરવું અને શું ન કરવું તેનો જ તેઓ નિશ્ચય કરી શકતા નથી. તેઓ કોઈ એક કાર્ય હાથમાં તો લે છે પરંતુ તેમાં કોઇ પ્રકારનાં થોડાંઘણાં વિઘ્નો આવવાથી, અગર તો તે કાર્યની સિદ્ધિ દૂર દેખાવાથી અગર તો ક્ષણિક નિષ્ફળતાની ઝાંખી થવાથી તેઓ તે કાર્યમાંથી હતાશ થઈ પાછા પડી જાય છે. આથી તેઓનો કરેલો પરિશ્રમ નિષ્ફળ જાય છે એટલું જ નહિં પરંતુ અમૂલ્ય વખત અને કાર્યશક્તિ પણ કેવળ નકામાંજ જાય છે. ઘણાંયે વેપારીઓ તેઓના શરૂઆતના વેપારમાં પ્રથમ કોઇ વાર ખોટ જવાથી યા એકદમ નફો નહિં મળવાથી નિરાશ થઈ તે વેપાર બંધ કરી દે છે અને આ રીતે આગળ વધતા અટકી જાય છે, ઘણાંયે વિદ્યાર્થીઓ તેઓની પરિક્ષામાં એકાદ વખત નાપાસ થવાથી પોતાની કેળવણી માર્ગમાંજ મુકી દે છે અને પોતાનો કરેલો શ્રમ વ્યર્થ જવા દે છે ! ત્યાર બાદ તેઓ બીજું કોઇ કાર્ય શરૂ કરે છે અને તેમાં પણ મનના દ્રઢાવની ખામીને અંગે તેઓ ધારેલી

સિદ્ધિ મેળવી શકતા નથી અને આજ પ્રમાણે સારીયે જીંદગી બરબાદ કરીને હતા ન હતા થઇ જાય છે, અને કદાચિત મહત્તા, સમૃદ્ધિ કે સુખ પ્રાપ્ત કરી શકતા નથી ! શાથી ? કેવળ મકકમ મનની ખામીને લીધેજને ?

આથી સિદ્ધ થાય છે કે ઉન્નતિના માર્ગે વિચરવાને માટે પ્રથમ જરૂરિયાત છે લોખંડી નિશ્ચયની ! આ મનુષ્ય જીવનને સફળ બનાવવાને માટે, પ્રગતિના પંથે વિચરવાને માટે તમે કોઇ પણ કાર્ય હાથમાં લો અને તે કાર્ય પુરૂં કરવાનો અડગ નિશ્ચય કરો તો તમે તમારા કાર્યમાંથી કદાપિ પાછા હઠશો જ નહિ. શરૂઆતમાં કદાચ તમને મુશ્કેલીઓ પડશે, અણધારેલાં વિઘ્નો આવશે, અણચિંતવી નિષ્ફળતા દેખાશે છતાં પણ જો તમારો નિશ્ચય મજબુત હશે તો તમારા માર્ગમાં અંતરાયરૂપ થવાને આ જગતમાં કોઇપણ વસ્તુ સર્જાઇ જ નથી એમજ માની લેજો ! તમે જેમજેમ વિઘ્નો આવશે તેમતેમ અધિક જુસ્સાથી, અધિક હિંમતથી, અધિક મકકમતાથી, અધિક નિડરતાથી આગળ વધી શકશો અને અંતે ધારેલું કાર્ય સિદ્ધ કરી મહાન પદને પામી શકશો, અને તમારી આસપાસ વસતી આમજનતાને આશ્ચર્યમાં ગરકાવ કરી દેશો એટલું જ નહિ પરંતુ તમારા પર્વતપ્રાય નિશ્ચય આગળ રિદ્ધિ અને સિદ્ધિ તમારા ચરણમાં નમી પડશે. "જેણે મન જીત્યું તેણે જગત જીત્યું" એ કથન મુજબ પ્રથમ તમે જો તમારા મનને જીતીને એક વીરમર્દને છાજે એવું જીવન જીવવાનો નિશ્ચય કરી લેશો તો ઉન્નતિના માર્ગમાં તમારી આડે આવનાર દરેક વિઘ્નનો નાશ થવાને સરજાયેલ જ છે. પરંતુ જો તમે મન જીત્યું નથી, તમારી પાસે

અચળ નિશ્ચય રૂપી હથિયાર નથી, મજબુત મન રૂપી સામગ્રી નથી તો, તો તમે કાંઈજ કરી શકવાને શક્તિમાન થનાર નથી એટલું જ નહિ બલ્કે એક પામર પ્રાણિની માફક કેવળ દુઃખ અને યાતનાઓ સહન કરવાને જ સરજાયેલા છો. સુખ અને સમૃદ્ધિ તમારી સામું પણ નહિ જુએ!

આ પ્રમાણે ઉન્નતિને માર્ગે આગળ વધવા ઇચ્છનાર હરેક મનુષ્યે, સુખ, સમૃદ્ધિ કે ધનની ઇચ્છા રાખનાર હરેક **માણસે પ્રથમ તો "લોખંડી નિશ્ચય" રૂપી શસ્ત્રથી સુસજ્જ થઈ જવું જ રહ્યું!**

## ૨. મહત્વાકાંક્ષી બનો.

**"ઉચ્ચ વિચારોવાળું મન જ શરીરને કિંમતી બનાવે છે"** તે ખરેખર સત્ય જ છે. મનુષ્યોના અંતઃકરણમાં જેવા વિચારો રમી રહેલા હોય છે તેવી જ બાહ્ય સ્થિતિ તેઓ ભોગવતા માલુમ પડે છે. જે માણસ મનમાં કાયમ શોકના કે દુઃખના જ વિચારો ઘડયા કરે છે તેઓ કાયમ શોકાતુર અને દુઃખી જ હોય છે જ્યારે જેઓ મનમાં આનંદના અને સુખના જ વિચારોમાં મશગુલ હોય છે તેઓ ગમે તેવી સ્થિતિમાં પણ આનંદી અને સુખી જ હોય છે.

મનુષ્યોના મનમાં ઠસી ગયેલા કેટલાયે ખરાબ વિચારોમાંનો એક મુખ્ય ભાગ ભજવતો ખોટો વિચાર એ છે કે જગતમાં દરેક માણસને માટે દરેક વસ્તુ પૂરતા પ્રમાણમાં તો છે જ નહિ એથી થોડા જ માણસો સુખી અને શ્રીમંત થઈ શકે, બધા કાંઈ સુખી અને સમૃદ્ધિવાન ન થઇ શકે ! બાકીનાઓએ તો ગરીબ જ રહેવું જોઇએ ને ! પરંતુ આવો વિચાર જ અયોગ્ય અને સર્વ દુઃખનું કારણ છે. પરમાત્માએ સૃજેલા આ જગતમાં કોઈ પણ વસ્તુની અછત તો છે જ નહિ. કુદરતે તો મનુષ્યોના સુખને માટે કોઇ પણ વસ્તુ ઉત્પન્ન કરવામાં સંકોચ રાખેલ છે જ નહિં. સોના, ચાંદી, હીરા, માણેક અને કેટલીયે અમૂલ્ય વસ્તુઓ ધરતી માતાના ઉદરમાં છુપાયેલી પડેલ છે કે જેની મનુષ્યોને જાણ પણ નથી હોતી ! જ્યારે સર્જનહારે વસ્તુઓ સર્જવામાં કોઈ પણ પ્રકારની ખામી રાખેલ નથી તો પછી "થોડા જ માણસો સુખી અને સમૃદ્ધિવાન થઈ શકે અને

બાકીનાઓ તો દુઃખી અને ગરીબ જ રહેવા જન્મેલા છે" એ વિચારને સ્થાન જ ક્યાંથી હોઈ શકે? જે મનુષ્ય ઉન્નતિને માર્ગે ચાલવા કટિબદ્ધ થાય છે તેના માર્ગમાં આવતાં હરકોઈ વિઘ્ન નાશ થવાને જ સરજાયેલ છે અને તેને ઉન્નતિને શિખરે પહોંચવાનો હક હોય છે જ. સુખી અને સમૃદ્ધિવાન થવાનો ઈશ્વરે કાંઈ અમુક જ માણસોને ઈજારો નથી લખી આપેલો, પરંતુ જે કોઈ મનુષ્ય સાચે રસ્તે યત્ન આદરે છે તેના ઉપર જરૂર ઈશ્વર કૃપા ઉતરે જ છે એમાં શંકાને સ્થાન જ નથી.

જે મનુષ્યો સમૃદ્ધિવાન થવાની ઈચ્છા રાખે છે તેઓ તેમના પ્રયત્નથી જરૂર સમૃદ્ધિ પ્રાપ્ત કરી શકે છે. જે મનુષ્યોને ઉન્નતિના માર્ગે વિચરવું હોય તેણે ઉન્નતિને શિખરે પહોંચવાની મહત્વાકાંક્ષાને હૃદયના ઉંડાણમાં સ્થાન આપવું જ રહ્યું. જ્યાં મહાન થવાની, સમૃદ્ધિવાન થવાની, સુખી થવાની મહત્વાકાંક્ષા છે ત્યાંજ મહત્તા, સમૃદ્ધિ અને સુખને સ્થાન મળી શકે છે. ઇતિહાસ સાક્ષી પૂરે છે કે જે ભડવીરોને મહાન થવાની તીવ્ર આકાંક્ષા હતી તેઓ જ ઇતિહાસમાં અમર થઇ ગયા છે. **શાહેનશાહ, અકબરને મહાન થવાની મહત્વાકાંક્ષા હતી ત્યારે તે ઇતિહાસમાં "મહાન અકબર"નું સ્થાન હજુ પણ ધરાવે છે. જગતના વંદનીય પુરૂષ ગાંધીજીના હૈયામાં હિંદ માતાના પ્રત્યેક સંતાનને સુખી કરવાની મહત્વાકાંક્ષા જાગી તેથી જ આજે તેઓ મહાત્માજી તરીકે પુજાય છે.** કુદરતનો નિયમ છે કે જે માણસ જેવું ઇચ્છે તેવું જ પામે. "વાવે તેવું લણે" એ નિયમ અનુસાર જો આપણે ધનવાન થવા ઇચ્છીશું તો જરૂર આપણે કોઇક

દિવસ પણ ધનની પ્રાપ્તિ કરી શકીશું. પરંતુ જો આપણે હતાશ થઇ "આપણા નસીબમાં તો સુખ છે જ નહીં" એવુંજ માની બેસીશું તો આપણી એ માન્યતાને લીધે જ આપણે કદાપી સુખી થઈ શકવાના જ નથી! કેટલાક મનુષ્યોના અંતરમાં એવી માન્યતા જડ ઘાલી બેસે છે કે "અમે તો અત્યંત કમનસિબ માણુસો છીએ. સુખી અને સંપત્તિવાન મનુષ્યો તો કેટલાક ભાગ્યશાળી અને નસિબદાર માણુસો જ થઇ શકે." આવા આવા વિચારો જ્યાં સુધી તેઓના મગજમાં ભરાઇ બેઠેલ હોય છે ત્યાં સુધી તેઓ સુખી થવાનો યત્ન જ નથી કરી શકતા અને પરિણામે તેઓ દુઃખમાંને દુઃખમાં જ રીબાય છે. મહત્વાકાંક્ષા જેવી તો વસ્તુ જ તેઓ નથી પિછાની શકતા અને તેથી જ મહત્તા તેમની સમિપ જઇ શકતી નથી. જે જેવી ઇચ્છા રાખે તેવું જ તેઓ પ્રાપ્ત કરી શકે છે. જો કોઇ માણુસ મહાન વક્તા થવા ઇચ્છે તો તે જરૂર એક પ્રખર વક્તા તરીકે સ્થાન પ્રાપ્ત કરી શકે. તેવી જ રીતે જો કોઈ માણુસ એક અજોડ વેપારી યા વકીલ યા ડોકટર થવાની મહત્વાકાંક્ષા સેવે તો તે જરૂર તે સ્થાન મેળવી જ શકે. કારણુ જ્યાં ઇચ્છા છે ત્યાં રસ્તો જડી જ આવે છે, જ્યાં મહત્વાકાંક્ષા છે ત્યાં માર્ગ છે જ! જેના અંતરમાં મહત્વાકાંક્ષા જાગે છે તે તેને યથાર્થ પુરી કરવા માટે તનતોડ પ્રયત્નો આદરી શકે છે અને છેવટે ઇશ્વરકૃપાથી તેઓનો પુરૂષ પ્રયત્ન સફળ થાય છે અને તેઓની ઇચ્છા પુરી થાય છે. મહત્વાકાંક્ષાવાળા મનુષ્યો ગમે તેવું કાર્ય કરતાં **પાછીપાની** કરતા નથી અને ગમે એટલાં વિઘ્નોને ગણુકારતા નથી. તેઓ તો તેઓની તિવ્ર ઇચ્છા પૂરી કર્યે જ વિશ્રાંતિ લઈ જાણે છે!

જે મનુષ્યોના અંતરમાં કોઇ એક પ્રકારની તિવ્ર ઇચ્છા જન્મે છે, એક પ્રકારની મહત્વાકાંક્ષા જાગે છે તેઓના જીવનનું ધ્યેય એ ઇચ્છા પૂરી કરવા પાછળ જ હોય છે. તેઓ તેમનું તન, મન અને ધન તેમની આકાંક્ષા પુરી કરવામાં ખર્ચી નાખે છે. તેઓ આડાઅવળા ફાંફાં ન મારતાં તેઓના એક જ ધારેલા ધ્યેયની સિદ્ધિને અર્થે તમામ પ્રયત્ન કરી છૂટે છે. તેઓને માટે આ જગતમાં તેમના ચોકકસ ધ્યેય સિવાય બીજી વસ્તુની હયાતિ જ નથી. અને આવા કર્તવ્ય પરાયણ મનુષ્યો જરૂર પોતાનું મનવાંચ્છિત ધ્યેય સિદ્ધ કરી શકે છે, ઉન્નતિને શિખરે સહિસલામત જઇ શકે છે.

જે માણસને પોતાના કોઇપણ કાર્યમાં સિદ્ધિ પ્રાપ્ત કરવી છે તેણે તે કાર્યમાંથી પાછા હઠવાનાં તમામ બારણાં બંધ કરી દેવાં જોઇએ. તેણે તો સદા સર્વદા આગળ જ વધવું રહ્યું અને ત્યારે જ તે પોતાની મહત્વાકાંક્ષા પુરી કરવાને સમર્થ થઇ શકે, પોતાની ઇચ્છા સફળ કરી શકે. ઘણી વખત એવું બને છે કે જ્યારે આગળ વધવાનું ઘણું મુશ્કેલ લાગે છે અને પાછળ હઠવું સરળ હોય છે છતાં પણ જો આપણે હિંમતભેર, બમણા જુસ્સાથી આગળ ધસીશું તો જ આપણે ધારેલી વસ્તુ મેળવી શકીશું. હંમેશાં વિજય પ્રાપ્ત કરવો વધુ મુશ્કેલ હોય છે અને હારી જવું એ સ્હેલું હોય છે છતાં પણ જો આપણા અંતરમાં વિજયની મહત્વાકાંક્ષા હશે તો વિજય તો આપણી સમીપ જ આવશે. વ્હેલો યા મોડો, તેને આવ્યે જ છુટકો થનાર છે!

ધનવાન થવાની સામાન્ય ઇચ્છા તો દરેક મનુષ્યના હૃદયમાં હોય છે, પરંતુ એવી ઇચ્છાથી બધા જ ધનની પ્રાપ્તિ કરી શકતા

નથી. કેવળ ઇચ્છા જ ધનની સિદ્ધિ કરાવી શકતી નથી. પરંતુ ધન મેળવવાની મહત્વાકાંક્ષા, તે આકાંક્ષા પુરી કરવાના ચોકકસ રસ્તાઓ અને તે રસ્તાઓ પર નિડરપણે અને અખૂટ ધૈર્યથી આગળ ધસવાની શક્તિથી જ ધનની પ્રાપ્તિ થઇ શકે છે. ધન મેળવવાની મહત્વાકાંક્ષા પુરી કરવાને માટે આપણે ચોકકસ ઉપાયો યોજવા જોઇએ. સૃષ્ટિનો એ નિયમ છે કે **જો આપણે કાંઇ જોઇતું હોય તો તેના બદલામાં બીજું કાંઈ આપવું તો જોઇએ જ.** આથી આપણે ધનના બદલામાં શું આપી શકીએ તેમ છીએ તે નક્કિ કરી લેવું જોઇએ. અને ત્યાર બાદ આપણે આપણી મહત્વાકાંક્ષા પુરી કરવાને અર્થે ચોકકસ યોજના રચી તેની તાત્કાલિક શરૂઆત કરી દેવી જોઇએ. અને તે યોજના સંપૂર્ણ પણે પાર પાડવા પાછળ મંડી પડવું જોઇએ. જ્યાંસુધી તે યોજના પુરી ન થાય અને આપણી ઇચ્છા સફળ ન થાય ત્યાં સુધી તે યોજના આપણી આંખ સામેથી, આપણા અંતરમાંથી જરાપણ ખસવી ન જ જોઇએ.

આ પ્રમાણે સમૃદ્ધિવાન થવું તે ફક્ત નસિબવાન અગર તકવાન મનુષ્યોને માટે જ નિર્માણ થયેલ નથી, જેઓ સુખી થવાની મહત્વાકાંક્ષા સેવે છે, તેની આશા રાખે છે, અને તેને અર્થે તનતોડ પરિશ્રમ ઉઠાવે છે તેઓ સઘળા જરૂર સંપત્તિવાન થઈ શકે છે. જેઓ ધનવાન થવાનું ધારે છે તેઓ જરૂર ધનવાન થઇ શકે છે. મનુષ્યનું ધ્યેય ચોકકસ હોય છે અને તે ધ્યેયની સિદ્ધિની તિવ્ર આકાંક્ષા તેના હ્રદયમાં હોય છે તે જરૂર તેની સિદ્ધિ કરી જ શકે છે, પરંતુ તેનામાં સહન-શીલતા અને હિંમત હોવી જોઈએ. તેણે પોતાના ધ્યેયની આડે

આવતાં કોઈ પણ વિઘ્નથી ગભરાવું ન જ જોઇએ, એટલું જ નહિ પરંતુ બીજાઓ જો પોતાને નાહિંમત બનાવતા હોય તો પણ તેમનાથી બીલકુલ ડરવું ન જોઇએ. **જો તમે સાચે રસ્તે ચાલ્યા જતા હો અને તેની તમને ખાત્રી જ હોય તો તમારે બીજાના અભિપ્રાયોથી ન ગભરાતાં આગળ વધવું જ જોઇએ.** કદાચ તમને શરૂઆતમાં નિષ્ફળતા દેખાય તો પણ તેનાથી ન ગભરાતાં "સફળતા નિષ્ફળતામાંથી જ સાંપડે છે" એ સૂત્ર મુજબ તમારે તમારા ઉન્નતિના માર્ગે આગળ ધસવું જ રહ્યું અને તોજ તમે તમારે ધારેલે સ્થળે જરૂર પહોંચી શકશો, તમારી ઇચ્છિત વસ્તુ મેળવી શકશો.

આપણે હંમેશાં યાદ રાખવું જોઇએ કે આપણી મહત્વાકાંક્ષા પુરી થતાં પહેલાં આપણે અનેક મુશ્કેલીઓમાંથી પસાર થવાનું જ છે. મુશ્કેલી સિવાય સુખ મેળવવું એ આશા રાખવી નકામી છે. જ્યારે મહાન વિઘ્ન આવે ત્યારે સમજી લેવું કે સફળતા હવે હાથવેંતમાં જ છે અને એમ સમજીને બમણા જોશથી જો આપણે આવેલ આપત્તિનો અંત આણીશું તો આપણે જોઇ શકીશું કે આપાણું ધ્યેય સિદ્ધ થઈ ચુકયું છે. આપણે આશા, શ્રદ્ધા, હિંમત અને સહનશીલતાથી આગળ ધસીશું તો વિજય આપણો જ છે. ઉન્નતિના માર્ગો ઉઘાડા જ છે. કુદરતનો નિયમ છે કે **જ્યાં શ્રદ્ધા અને ઇચ્છા છે ત્યાં કોઈ વસ્તુ અશકય નથી,** કારણ આપણી મહત્વાકાંક્ષા અને તે પુરી કરવાની આપણી અખુટ શ્રદ્ધા આપણને આગળ ધપાવે જ રાખે છે અને જ્યાં આવો અદ્ભુત પુરૂષ પ્રયત્ન છે ત્યાં ઇશ્વરકૃપા જરૂર ઉતરી જ આવે છે. ઘણીએ વખત એવા દાખલાઓ પણ જોવામાં આવે

છે કે જ્યાં કેવળ શ્રદ્ધા અને ઇચ્છાથી અશક્ય વસ્તુઓ શક્ય બને છે. મૃત્યુને કિનારે ઉભેલો માનવી પોતાની જીવવાની મહત્વાકાંક્ષા અને પોતે બચવાનો જ છે એવી શ્રદ્ધાને લઇને મોતને પણ ઘડીભર પાછું હડસેલી મુકે છે. આથી સાબિત થાય છે કે **જો આપણે ઉન્નતિને માર્ગે વિચરવાની મહત્વાકાંક્ષા રાખીશું, સુખી અને સંપત્તિવાન થવાની તિવ્ર ઇચ્છા રાખીશું તો આપણે જરૂર ઉન્નતિને શિખરે જઇ પહોંચીશું, અખૂટ સંપત્તિના સ્વામિ થઈ શકીશું !**

## ૩. અચળ આત્મશ્રદ્ધા.

આત્મશ્રદ્ધા એ ઉન્નતિના માર્ગનું પ્રવેશદ્વાર છે. **પર્વતોને ખસેડી શકે એવી જો કોઈ શ્રદ્ધા હોય તો તે મનુષ્યની પોતાની શક્તિમાં રહેલી શ્રદ્ધા છે."** અર્થાત જો મનુષ્યનામાં અચળ આત્મશ્રદ્ધા હોય તો તેના કાર્યની આડે આવતાં હિમાલય સરખાં મહાન વિઘ્નોમાંથી પણ તે માર્ગ કાઢી શકે છે, મનુષ્યમાં જ્યાં સુધી આત્મશ્રદ્ધા આવતી નથી, જ્યાં સુધી તે પોતાના સત્ય સ્વરૂપની ઝાંખી કરતો નથી, જ્યાં સુધી તેની ઇચ્છાઓ અને મહત્વાકાંક્ષાઓ પૂરી કરવાની અગાધ શક્તિ તેના પોતાનામાંજ રહેલી છે એવું તેને ભાન થતું નથી ત્યાં સુધી તે જગતમાં પ્રગતિને માર્ગે જઈ શકતો નથી, તેની મહત્વાકાંક્ષાઓને માર્ગ મળતો નથી, તેની ઇચ્છાઓ ફળીભુત થતી નથી. જગતના ઇતિહાસમાં આત્મશ્રદ્ધાએ જ અનેક મહાન કાર્યો કરેલાં માલુમ પડે છે. આત્મશ્રદ્ધાથી જ કોલંબસ જેવા શોધકો અનેક દુઃખો અને સંકટો વચ્ચે પણ પોતાનું કામ ચાલુ રાખવાને શક્તિમાન થયા છે. જો ફક્ત તેમનામાં આત્મશ્રદ્ધાની ખામી હોત તો, તો તેઓનું સ્થાન ઇતિહાસમાં અમર ન બનત.

વિશ્વ વિખ્યાત મહાત્મા ગાંધીજીમાં આત્મશ્રદ્ધાનાં મૂર્તિમાન દર્શન આપણે કરી રહ્યા છીએ. વર્તમાન યુગના આધુનિક શસ્ત્રો જેની પ્રાપ્તિ કરી શકતાં નથી તેની પ્રાપ્ત મહાત્માજી કેવળ પોતાની અચળ આત્મશ્રદ્ધાથી કરી રહેલા આપણે જોઇએ છીએ. કોઈ પણ જાતના હથિયાર વિનાના નિઃશસ્ત્ર ગાંધીજીએ

કેવળ પોતાની આત્મશ્રદ્ધાથી ચાળીસ કરોડ માનવીનાં અંતર જીતી લીધાં છે! આત્મશ્રદ્ધાનો પ્રભાવ કેવો વિશાળ છે!!

આપણે ઘણીવાર કહીએ છીએ કે સુખદુઃખ તો ભાગ્યને આધિન છે. આપણા નસિબમાં સુખ મળવાનું હશે તો તે મળશે જ. આપણા પ્રારબ્ધમાં દુઃખ જ હશે તો આપણને સુખ ક્યાંથી મળશે? પરંતુ જો આપણામાં આત્મશ્રદ્ધા હોય તો ભાગ્યના ભોગ બનવાને બદલે આપણે આપણા પ્રારબ્ધને પણ ફેરવી નાખી શકીએ તેમ છીએ. આત્મશ્રદ્ધાવાળા માનવીને પ્રારબ્ધ દોરી શકતું નથી પરંતુ તે તો પોતે જ પોતાના પ્રારબ્ધને ઘડી શકે છે. માણસમાં જો અચળ આત્મશ્રદ્ધા હોય તો તે નસિબ સામે પણ બાથ ભીડી શકે છે એટલું જ નહિ પણ તેને ફેરવી પણ નાખે છે. આત્મશ્રદ્ધાવાળા માનવીથી મૃત્યુ પણ સદાય ડરતું જ રહે છે, કારણ અચળ આત્મશ્રદ્ધાવાન માણસ મૃત્યુને પણ ઘડીભર થોભાવી શકે છે. **"હું મહાન છું મારામાં અનેક અદ્દભુત શક્તિઓ રહેલી છે"** આવી અચળ શ્રદ્ધા આપણને આપણા કાર્યમાં જેટલી હિંમત પ્રેરે છે તેટલી હિંમત તો બીજું કોઈ જ પ્રેરી શકતું નથી. આપણે યાદ રાખવું જોઈએ કે આપણી આત્મશ્રદ્ધાને ડગમગાવવાનો પ્રયત્ન કરનાર મનુષ્ય આપણો પહેલા નંબરનો શત્રુ છે અને તેનાથી સદાય ચેતતા જ રહેવું જોઈએ, કારણ આપણામાં જેટલી આત્મશ્રદ્ધા હશે તેટલા જ પ્રમાણમાં આપણે કાર્યસિદ્ધિ કરી શકીશું. નેપોલીઅન બોનાપાર્ટમાં જો આલ્પ્સ પર્વત ઓળંગવાની અદ્દભુત આત્મશ્રદ્ધા ન હોત તો તે પોતાનો મનોરથ પુરો કરી શકયો જ નહોત, તે જ પ્રમાણે આપણે પણ

આપણી શક્તિ વિષેની સર્વે શંકાઓ અને ભીતિઓનો ત્યાગ કરી અડગ આત્મશ્રદ્ધા ગ્રહણ કરવી જોઈએ, તો જ આપણે ઉન્નતિના માર્ગે વિચરી શકીશું, સુખ સંપત્તિ મેળવી શકીશું!

ઘણી વખત કેટલાક માણસોના કાર્યમાં મળતી નિષ્ફળતાનું મુખ્ય કારણ એ માલમ પડે છે કે તેઓની શક્તિમાં તેઓને વિશ્વાસ હોતો નથી. આત્મશ્રદ્ધા કે જે કદાપિ પીછેહઠ કરવાનું જાણતી જ નથી તેની તેઓમાં ખામી હોય છે. એ આત્મશ્રદ્ધાની ખામીને લીધે આવા મનુષ્યો પોતે હાથમાં લીધેલ કાર્યમાં પોતાનું સર્વસ્વ ખર્ચી જાણતા નથી, તન, મન અને ધન હોમી શકતા નથી અને અંતે પરિણામે તેઓ કોઈપણ મહાન કાર્યની સિદ્ધિ કરી શકતા નથી.

અચળ આત્મશ્રદ્ધા એટલે શું? જે કોઇ કાર્ય કરવાનું આપણે હાથમાં લઇએ તે કાર્ય સંપૂર્ણ રીતે પાર પાડવાની આપણી શક્તિ વિષે આપણને સંપૂર્ણ વિશ્વાસ હોય, લેશમાત્ર શંકા ન હોય તેનું જ નામ આત્મશ્રદ્ધા. આત્મશ્રદ્ધાવાન મનુષ્યો બહાર પડતાં અને આપત્તિની સામે બાથ ભીડતાં જરાપણ ડરતાં નથી. ભીરૂતા, બીકણુતા અને અનિશ્ચિતતાનો સદંતર ત્યાગ કરી તેઓ નિડરતા, નિશ્ચિતતા, અને અજબ સાહસ શક્તિ ધારણ કરે છે. પોતે આરંભેલ મહા કાર્ય પુરૂં કરવા વિષે આવા મનુષ્યોમાં જરાપણ શંકાને સ્થાન હોતું જ નથી અને તેથી જ તેઓ ધારેલી સિદ્ધિ પ્રાપ્ત કરી શકે છે.

જગતમાં ઉન્નતિને માર્ગે આગળ વધેલા મનુષ્યોના જીવન ઇતિહાસના પાનાં ઉથલાવીશું તો આપણને માલમ પડશે કે તેમણે જ્યારે પ્રથમ પ્રગતિમય જીવનનો આરંભ કર્યો ત્યારે

તેઓ હાથ ધરેલું કાર્ય પાર પાડવાની પોતાની શક્તિ વિષે દૃઢ અને અચળ શ્રદ્ધા ધરાવતા હતા. તેમના ધ્યેયમાં તેઓનું ચિત્ત એટલી બધી દૃઢતાથી પરોવાયેલું હતું કે પોતાની જાતને ઉતારી પાડનાર અને પોતાની જાત પાસે થોડી જ આશા રાખનાર માણસોને નડતી શંકાઓ તેમના માર્ગમાંથી દૂર ભાગી ગઈ હતી અને તેઓનો માર્ગ મોકળો પડયો હતો. તેઓની આત્મ-શ્રદ્ધાને લઇને જ ભાગ્યદેવીની પરમ પ્રસન્નતા તેમના પર ઉતરી પડી હતી અને તેઓએ આરંભેલ કોઇપણ કાર્યમાં અસાધારણ સફળતા પ્રાપ્ત થઇ હતી. આ સફળતાનું ખરૂં કારણ તો તેમની આશાઓનું—તેમના સર્જનાત્મક અને નિશ્ચયાત્મક વિચારનું જ—પરિણામ હતું. તેઓએ અંતઃકરણપૂર્વક માન્યું હતું કે આપણે સફળતા પ્રાપ્ત કરવા માટે જ જન્મેલા છીએ.

અચળ આત્મશ્રદ્ધાથી મનુષ્યની કાર્ય શક્તિમાં જેટલી વૃદ્ધિ થાય છે તેટલી વૃદ્ધિ બીજી કોઇપણ વસ્તુથી થતી નથી. આત્મ-શ્રદ્ધાથી એક માણુસ જયાં સફળતા પ્રાપ્ત કરી શકે છે ત્યાં આત્મશ્રદ્ધા વિનાના દશ માણુસો કેવળ નિષ્ફળતાનાં જ દર્શન કરે છે. દૃઢ આત્મશ્રદ્ધા મનુષ્યને અટકાવી ન શકાય એવા બળસહિત આગળ વધવામાં અપાર સહાય કરે છે જયારે શંકાશીલ મનુષ્યોમાં આત્મશ્રદ્ધા હોતી જ નથી, પરિણામે તેઓના કાર્યમાં જોમ અને જુસ્સો હોતો જ નથી અને તેની સિદ્ધિ પણ કયાંથી સંભવે? જો **આપણામાં પરમાત્મા પ્રત્યે અને આપણા આત્મા પ્રત્યે આવી અખૂટ શ્રદ્ધા હોય તો આપણે આપત્તિના પર્વતોને પણ સહેલાઇથી ઓળંગી શકીએ છીએ અને ઉન્નતિના માર્ગમાં, સુખ અને સંપત્તિ પ્રાપ્ત કરવાના પંથમાં સફળતાથી આગેકુચ કરી શકીએ છીએ!**

# ૪. નિડર મનોવૃત્તિ.

ઉન્નતિના માર્ગે આગળ ધસતા માણુસે જાણી લેવું જોઇએ કે નિર્ધનતાનો વિચાર તેને કોઇ દીવસ ધનવાન બનાવી નહિ જ શકે. નિર્ધનતાના સંબંધમાં સૌથી ખરાબ વસ્તુ નિર્ધનતાનો વિચાર જ છે. "હું ગરીબ છું અને ગરીબ રહેવાને જ સરજાયેલો છું" આવો વિચાર એ ઉન્નતિના માર્ગમાં એક ભયંકર વિઘ્ન રૂપ છે. આવી માન્યતા મનુષ્યોમાં રહેલી સમગ્ર શક્તિ અને આશાનું નિકંદન કરે છે. સરજનહારે આ જગતમાં કોઇપણ માણુસને રંક, વૈતરૂં કરનાર કે ગુલામ જ બનવા માટે જન્મ નથી આપેલો. પરમાત્માની યોજનામાં તો ગરીબો માટે આગળ વધવા માટે અનેક માર્ગો ઉઘાડા જ છે. તેઓએ ફક્ત નિર્ભયપણે વિચરવાનું જ છે.

ગરીબાઈમાં સડતા ઘણા માણુસોના સંબંધમાં દુઃખદાયક હકીકત તો એ છે કે આવા મનુષ્યોમાં પોતાની સ્થિતિ સુધારવાની શક્તિ પોતામાં છે જ એવી શ્રદ્ધાની ઘણી જ ખામી હોય છે. ગરીબ માણુસો પણ પોતાની સંકુચિત સ્થિતિમાંથી ઉન્નતિ સાધી શકે છે અને તેઓને માટે પણ સુખી જીવન જીવવાની આશા છે જ, આવી શ્રદ્ધાવિહોણા માણુસો હતાશ થઈ જાય છે. એક માણુસ જ્યારે શ્રદ્ધા ગુમાવી દે છે ત્યારે સફળતા માટે જરૂરી એવા સઘળા ગુણો ધીમે ધીમે તેનામાંથી અદ્રશ્ય થવા માંડે છે, તે પોતાની મહત્વાકાંક્ષા અને ઉત્સાહનો પણ નાશ કરી નાખે છે. આથી તે પોતાની ઉન્નતિ વિષે ઝાઝી દરકાર કરતો નથી, તેમ જ પોતાની સ્થિતિ સુધારવા પુરતો

પુરૂષ પ્રયત્ન પણ કરી શકતો નથી. પોતાના કાર્યમાં વ્યવસ્થા અને પદ્ધતિનો ઉપયોગ કરી શકતો નથી. આથી તે પ્રત્યેક બાબતમાં શિથિલ અને ઢંગધડા વિનાનો બનતો જાય છે અને પરિણામે પોતાની ગરીબાઇનો ત્યાગ કરવાની સઘળી તાકાતને ગુમાવતો જાય છે.

ગરીબાઇનો વિચાર જેટલો ભયાનક, દુઃખકારક છે તેટલી ભયાનક, દુઃખકારક ગરીબાઇ પોતે નથી. "હું ગરીબ છું અને ગરીબજ રહેવાનો છું" આવી મનોવૃત્તિ ઘણી જ નુકશાનકારક અને પ્રગતિના માર્ગને રૂંધનારી છે, અને તેનાથી જ મનુષ્યની બરબાદી થઇ જાય છે. આવા નિરાશાવાદી મનુષ્યના સઘળા પ્રયત્નો નાશને પામી જાય છે અને તેની મહત્વાકાંક્ષાનો સદાને માટે અંત આવી જાય છે. આપણે યાદ રાખવું જોઇએ કે જ્યાં સુધી આપણી આજુબાજુ ગરીબાઈનું, દરિદ્રતાનું વાતાવરણ ફેલાવી મુકીશું ત્યાં સુધી આપણે તેની બહાર નીકળી શકવાના નથી જ. જો આપણે ગરીબાઇનો વિચાર કર્યા જ કરીશું તો સદાને માટે ભીખારી જેવાજ બનીને ભટકીશું. એથી ઉલ્ટું જો આપણે શ્રીમંતાઈના, ઉન્નતિના, આબાદીના વિચારો કર્યા કરીશું, આપણે આપણી આજુબાજુ એવું વાતાવરણ ઉપજાવીશું તો આપણે જરૂર સુખી અને આબાદ બનીશું.

સૃષ્ટિનો નિયમ છે કે જે માણસ જેવું ચિંતવન કરે છે તેને તેવું જ મળે છે. તેમજ જે માણસ જે વસ્તુની બીક રાખે છે તે વસ્તુ તેને જરૂર સતાવે જ છે. જો આપણને ગરીબાઇની બીક લાગતી હોય, જો આપણને દરિદ્રતાનો ડર લાગતો હોય તો જરૂર આપણને ગરીબાઈ અને દરિદ્રતા હેરાન કરવાની જ

કારણ આ ભીતિ આપણી આત્મશ્રદ્ધાને હચમચાવી નાખે છે અને આપણી શક્તિનો નાશ કરે છે પરંતુ જો આપણે આપણા અંતરમાં ઘર ઘાલી બેઠેલ ગરીબાઇ અને દરિદ્રતાની મનોવૃત્તિને જીતી શકીએ તો આપણે જરૂર ઉન્નતિને માર્ગે આગળ ધસવાના પ્રયત્નો કરી શકીએ. જ્યારે આપણી મનોવૃત્તિ બદલાઈ જાય છે ત્યારે આપણી આજુબાજુનું સઘળું જ વાતાવરણ પણ બદલાઇ જાય છે અને આપણે નવા જ જોમ અને જુસ્સાથી પુરૂષ પ્રયત્ન આદરી શકીએ છીએ. આથી આપણે આપણા અંતરપટ પર કોતરી રાખવું જોઇએ કે જ્યાં સુધી આપણી મનોવૃત્તિ ઉન્નતિ તરફ નથી વળતી ત્યાં સુધી આપણે ઉન્નતિના માર્ગે પ્રવાસ કરી શકવાના જ નથી. **જે મનુષ્ય હંમેશાં પોતાનું ચિત્ત ગરીબાઇના વિચારોમાં જ પરોવી રાખે છે અર્થાત જે હંમેશાં પોતાના કમનસિબ અને દુર્ભાગ્યથી ડર્યા જ કરે છે તે માણસ અધોગતિમાંથી બહાર નીકળી શકતો જ નથી.**

વર્તમાન સમયમાં આપણે ઘણાયે યુવાનો જોઇએ છીએ કે જેઓ સારી કેળવણી પામ્યા છતાં સુખી થઇ શકતા નથી. આવા મનુષ્યો કેવળ નિરાશા અને દરિદ્રતાના વિચારોના જ ભોગ થઈ પડેલા હોય છે. તેઓ ભણેલા છતાં હિંમત વિનાના હોય છે. મજબુત મનોબળ અને અચળ આત્મશ્રદ્ધાના અભાવને લઇને કેટલાક પ્રથમ વર્ગના ગ્રેજ્યુએટોને પણ પોતાના નિભાવને માટે ફાંફાં મારવા પડે છે!

જો આપણે સુખી જ થવું હોય તો આપણે આપણી શક્તિ વિષે શંકાઓનો તત્કાળ ત્યાગ કરવો જ ઘટે. જ્યાં સુધી આપણી

અને આપણી મહત્વાકાંક્ષાની વચ્ચે શંકારૂપી પડળ છે ત્યાં સુધી આપણને સફળતા સાંપડવી મુશ્કેલ છે. આપણે આત્મશ્રદ્ધા રાખવી જ જોઇએ. જ્યાં સુધી કોઈ માણસના અંતરમાં એવી માન્યતા જડ ઘાલી બેઠેલ છે કે "હું શ્રીમંત બની શકીશ નહિ." ત્યાં સુધી લક્ષ્મીદેવી તેના તરફ જઈ શકતી જ નથી. આવી **નિરાશા એ મનુષ્યજીવનની બરબાદીનું મુખ્ય કારણ છે. આશામય ઉત્સાહી અને આનંદી મનોવૃત્તિવાળા મનુષ્યો જ પોતાના યત્નમાં સફળતા મેળવી શકે છે.** નિરાશાવાદી મનુષ્યનું કાર્ય ઝાંઝવાનાં જળ સમાન નિષ્ફળ જ નિવડે છે. આશાવાદમાં મહાન સર્ગશક્તિ રહેલી છે. આશાવાદ આપણામાં નવચેતન પ્રેરે છે જ્યારે નિરાશાવાદ નિરૂત્સાહ ઉપજાવે છે. સૃષ્ટિના નિયમાનુસાર ચડતી પડતી તો ચાલ્યાં કરે છે છતાં પણ આશાવાદી મનુષ્યો પોતાનું સ્થાન પુનઃ પ્રાપ્ત કરી શકે છે. આપણી સંપત્તિ ગઈ હોય, આપણું આરોગ્ય ગયું હોય, અરે આપણી પ્રતિષ્ઠાને કદાચ હાની લાગી હોય છતાં પણ જો આપણી શ્રદ્ધા અમર છે તો તે આપણને એ સર્વેની જરૂર પ્રાપ્તિ કરાવશે જ.

જગતમાં જે લોકો દુઃખ, આપત્તિ અને અધોગતિમાં ડુબેલા છે, તેઓ જો પોતાની આજુબાજુનું નિરાશાનું વાતાવરણ દુર કરી આશાનું વાતાવરણ ફેલાવી દે, શોક અને દિલગીરીથી ભરેલી મનોવૃત્તિનો ત્યાગ કરી આનંદી અને ઉત્સાહી બની જાય તો ઉન્નતિના દરવાજાઓ તેમને માટે આપમેળે જ ઉઘડી જાય છે. માત્ર વિચારોનું પરિવર્તન કેટલો ફેરફાર ઉપજાવી શકે છે તે આપણને ત્યારે જ સમજાઈ શકશે. દરિદ્રતા એ કેવળ માનસિક વ્યાધિ જ છે એ વસ્તુનું જો આપણને ભાન થાય તો આપણે

તત્કાળ તેમાંથી મુક્ત થઈ શકીએ. આપણે તુરત જ નિરૂત્સાહ, નિરાશા તથા નિષ્ફળતાના વિચારોનો ત્યાગ કરીને ઉત્સાહ અને આશાના વિચારો ગ્રહણ કરી શકીએ અને જીવન જીવવા જેવું છે એ અનુભવી શકીએ.

પ્રત્યેક મનુષ્યે પોતાની મહત્વાકાંક્ષા પાર પાડવાનો પ્રયત્ન કરવો જોઇએ. જો આપણે સફળતા પ્રાપ્ત કરવા ઇચ્છતા હોઇએ તો આપણે સફળ મનુષ્યનો ભાગ ભજવવો જ જોઇએ. જો આપણે શ્રીમંત થવા માગતા હોઇએ તો આપણે શ્રીમંતાઇનો ભાગ ભજવવો જોઇએ, અને તે પણ ભવ્ય અને સુંદર રીતે. આપણને શ્રીમંતાઇની પ્રતીતિ થવી જોઇએ, આપણે શ્રીમંતાઇના જ વિચારો કરવા જોઇએ, આપણે શ્રીમંત દેખાવું જોઇએ. આપણો દેખાવ શ્રદ્ધાથી ભરેલો હોવો જોઇએ, આપણે આપણો ભાગ ભજવી શકીશું અને તે પણ સારી રીતે ભજવી શકીશું એવી આપણી શ્રદ્ધાની છાપ આપણે સામા માણુસ પર પાડવી જોઇએ.

આપણે જે વસ્તુ પ્રાપ્ત કરવાને માટે પ્રયત્ન કરતા હોઇએ તે વસ્તુ પ્રત્યેની આપણી મનોવૃત્તિ ઉપર તેની પ્રાપ્તિનો આધાર રહેલો છે. જો એક માણુસ સમૃદ્ધિશાળી થવા માગતો હોય તો તેણે એવી માન્યતા ધારણ કરવી જોઇએ કે તે સફળતા અને સુખ પ્રાપ્ત કરવાને જ ઉત્પન્ન થયેલ છે અને તેનામાં રહેલી દિવ્ય શકિત તેને તે અપાવશે જ. સમસ્ત છાયાઓ, સમસ્ત શંકાઓ અને ભયો તેમજ દરિદ્રતા અને નિષ્ફળતાના વિચારોનો આપણે સદંતર ત્યાગ કરવો જોઇએ. **જ્યારે આપણે મન જીતીશું ત્યારે સઘળી સંપત્તિ અને સુખ આપણે જરૂર મેળવી શકીશું.** નિરાશા, ભય, શંકા અને આત્મશ્રદ્ધાની

શૂન્યતાએ જ લાખો માણસોનો વિનાશ કર્યો છે પરંતુ આપણે તેમાંથી મુક્તિ મેળવીશું તો ઉન્નતિના માર્ગે જરૂર જઈ શકીશું. જો સારાયે જગતના દુઃખમાં રીબાતા મનુષ્યો પોતાની અંધકારમય અને નિરાશાજનક સ્થિતિ તરફ પીઠ ફેરવી પ્રકાશ તથા આનંદ તરફ મુખ રાખી શકે તો ટુંક સમયમાં જ જગતની દરિદ્રતાનો નાશ નજીક આવી જાય. સુખ અને સંપત્તિ પ્રથમ મનમાં ઉત્પન્ન થતી હોઈ તેની પ્રત્યક્ષ પ્રાપ્તિ પૂર્વે તેના વિચારો ઉદ્ભવવા જ જોઈએ. જો આપણે સફળતા અને સમૃદ્ધિના સ્વામિ થવું હોય તો આપણે સફળતા અને સમૃદ્ધિના જ વિચારોમાં મગ્ન રહેવું જોઇએ. આપણે દ્રઢતાપૂર્વક જાણી લેવું જોઇએ કે સંકટ અથવા દારિદ્રયમાં આપણને અવનતિની સ્થિતિમાં રાખવાની તાકાત નથી. આપણે પરિસ્થિતિના દાસ નથી પરંતુ પરિસ્થિતિ આપણા સંપૂર્ણ કાબુમાં રાખવી જોઈએ. **સંયોગોના સેવક ન બનતાં સંયોગોના સ્વામિ થવું જોઇએ.**

"ઉન્નતિ એ મારો જન્મસિદ્ધ હક્ક છે" આવો નિશ્ચય કરી જ્યારે આપણે દરિદ્રતાને હંમેશને માટે તિલાંજલી આપીશું અને તેની સાથે બિલકુલ સંબંધ રાખીશું નહિં, જ્યારે આપણે આપણા પોશાકમાંથી, દેખાવમાંથી, રીતભાતમાંથી વાર્તાલાપમાંથી, કૃત્યોમાંથી ઘરમાંથી અને બહારથી ગરીબાઇના પ્રત્યેક ચિહ્નો દુર કરીશું ત્યારે આપણને આપણા એ પર્વતપ્રાય નિશ્ચયમાંથી ચળાવવા કોઈ શક્તિમાન નહિ થાય, અને આપણે સાચું સુખ અને અઢળક સંપત્તિ મેળવી શકીશું, કારણ સૃષ્ટિનો નિયમ છે કે આપણે આગ્રહપૂર્વક જેનો વિચાર કરીએ

છીએ અને જેને માટે અખૂટ પરિશ્રમપૂર્વક પુરૂષાર્થ કરીએ છીએ તેની પ્રત્યક્ષ પ્રાપ્તિ આપણને જરૂર થાય છે. જો **આપણે નિષ્ફળતા અને રંકતાના વિચારોનો ત્યાગ કરી આપણી શક્તિનો સર્વોત્તમ ઉપયોગ કરવાનો નિશ્ચય કરીશું, જો આપણે નિડર મનોવૃત્તિ કેળવી આપણા આચરણમાં અને રહેણીકરણીમાં શ્રેષ્ઠતાનો સ્વિકાર કરીશું તો ઉન્નતિનાં બારણાં આપમેળે જ ઉઘડી જશે ! !**

# ૫. ચિંતાનો ત્યાગ કરો.

મહા આશ્ચર્યની વાત છે કે કેટલાયે મનુષ્યો પોતાનાં દુઃખોને પોતે જ વધારી મુકે છે! કેટલાયે મનુષ્યો પોતાનાં દુઃખોને પોતે જ ત્રણ ઘણાં બનાવી દે છે! તેઓ પોતાનાં વર્તમાનકાળની આપત્તિઓથી દુઃખી હોય છે એટલું જ નહિં પરંતુ ભુતકાળનાં અને ભવિષ્યકાળનાં દુઃખોની પણ તેઓ વર્તમાનકાળમાં જ વેદના અનુભવે છે. આવા માણસો ત્રણે કાળમાં જીવન જીવતા હોય એમ લાગે છે! વર્તમાનકાળની વિપત્તિથી ઘેરાયેલો મનુષ્ય દુઃખી હોય તે તો સ્વાભાવિક છે પરંતુ જ્યારે તે મનુષ્ય પોતે ભૂતકાળમાં ભોગવેલી યાતનાઓને વારંવાર સજીવન કરે છે ત્યારે તેની વર્તમાનકાળની પીડાઓમાં બમણો વધારો થઈ જાય છે. તેવી જ રીતે જ્યારે કોઈ પણ માણસ ભવિષ્યકાળમાં શું થશે તેની અખંડ ચિંતામાં ડુબી જાય છે ત્યારે તેનું દુઃખ ત્રણ ઘણું વધી જાય છે. આથી કરીને સુખી થવા ઈચ્છનાર દરેક વ્યક્તિએ કેવળ વર્તમાનકાળમાં જ જીવવું જોઇએ. ભૂતકાળને તો કાયમને માટે દફનાવી દેવો જ જોઇએ. જે વસ્તુઓ બની ગઈ છે તેનો અત્યારે શોક કરવાથી શું ફાયદો હોઇ શકે? ભૂતકાળને તો ભૂલી જવો જ જોઇએ, તેવી જ રીતે ભવિષ્યકાળની સમગ્ર ચિંતાઓમાંથી પણ મનુષ્યે મુક્ત થવું જોઇએ. આવતી કાલે શું થશે એ જ્યારે આપણે આજે જાણતા જ નથી તો તેથી અત્યારે ગભરાવાની જરૂર કેવી રીતે હોઇ શકે? આપણે તો આજનું જીવન યથાર્થ જીવી લેવું જોઇએ. આવતી કાલની ચિંતાઓથી આજની જીંદગી શા માટે બગાડવી જોઇએ?

"પડશે તેવા દેવાશે" એ સિદ્ધાંતને અનુસરીને ઉન્નતિને માર્ગે વિચરનાર દરેક વ્યક્તિએ **ભૂતકાળને ભૂલી જઈ અને ભવિષ્યકાળની ચિંતાનો ત્યાગ કરી વર્તમાનકાળને સુધારી લેવો જોઇએ. તોજ મનુષ્યજીવન સુખી થઈ શકે.**

આપણે સદાસર્વદા ચિંતા નામના મહારાક્ષસથી ચેતતા જ રહેવું જોઇએ. ચિંતા ચિતાથી પણ અધિક ભયાનક છે. **ચિતા તો મરેલાને બાળે છે જ્યારે ચિંતા તો જીવતાનેય સળગાવે છે!** આ મહારાક્ષસ આપણી સર્વે આશાઓનો નાશ કરે છે અને પોતાની ભયંકર છાયાથી આપણા સર્વે આનંદોને ઢાંકી દે છે. ચિંતા જ આપણી નિંદ્રાનો નાશ કરે છે, આપણા આરોગ્યનો નાશ કરે છે, અને આપણા જીવનનો ઘણો ભાગ આપણને દરિદ્રતામાં રાખી આપણું જીવન વેડફી નાખે છે. ચિંતાથી થતી ભયાનક પાયમાલીનો ખ્યાલ પણ આપણને આવી શકે તેમ નથી. ચિંતાએ જ અસંખ્ય શક્તિશાળી બુદ્ધિવાન પુરૂષોનું જીવન બગાડી નાખ્યું છે, જગતની ઉત્પત્તિના દિવસથી માંડીને આજ દિન સુધી મનુષ્યજીવનનો મોટામાં મોટો શત્રુ ચિંતા જ છે. બીજી કોઇપણ વસ્તુ કરતાં ચિંતાએ વિશેષ માણસોને નિષ્ફળ કર્યાં છે, વિશેષ હૃદયોને ભગ્ન કર્યાં છે અને વિશેષ આશાઓને નષ્ટ કરી છે.

ચિંતાથી ઘેરાયેલો મનુષ્ય ન કરવાનું કાર્ય કરી બેસે છે. ચિંતાતુર મનુષ્યોએ જાણે અજાણે સર્વ પ્રકારના દુરાચારોમાં ઝંપલાવ્યું છે, તેઓ મદ્યસેવક બન્યા છે, અફીણી પણ થયા છે અને દુરાચારી પણ થયા છે. આ રાક્ષસના પાશમાંથી છુટવાને માટે કેટલાએ મનુષ્યોએ પોતાનો સ્વધર્મ અને પોતાનો

આત્મા સુદ્ધાં વેચી દીધો છે. અર્થાત ચિંતા મનુષ્ય જીવનની સર્વ પ્રકારની બરબાદી કરવામાં મહાન ભાગ ભજવી રહેલ છે, તેણે અનેકનાં સંસાર અસાર બનાવી દીધેલ છે, તેણે અનેકની મહત્વાકાંક્ષાઓ ધૂળ ભેગી કરી દીધેલ છે, તેણે અનેકની આશાઓ અને ભાવિઓનો નાશ કર્યો છે એટલું જ નહિં પરંતુ એ રાક્ષસે અનેક મનુષ્યોને આત્મઘાતને માર્ગે ખેંચી જઈ તેઓનાં જીવનનો અકાળે અંત આણ્યો છે.

આપણે બરાબર જાણીએ છીએ કે આપણા સુખ અને સંપત્તિનો આધાર આપણી શક્તિઓનો બને તેટલો વધુંમાં વધુ ઉપયોગ થાય એવી સ્થિતિમાં આપણી પોતાની જાતને રાખવામાં રહેલો છે, છતાં પણ જો આપણે આપણી સફળતા અને સુખના કટ્ટા દુશ્મન ચિંતાને ધારણ કરી આપણી શક્તિઓનો નાશ થવામાં મદદ કરીએ એ કેટલું બધું વિચિત્ર છે! આપણે જાણીએ છીએ કે ચિંતા આપણી તમામ શક્તિને હણી લે છે એટલું જ નહિં પરંતુ આપણા અમૂલ્ય આયુષ્યને પણ ઓછું કરે છે છતાં પણ આપણે જો તેનો ત્યાગ ન કરી શકીએ તો, આપણે સુખી થવાની આશા રાખવી જ નકામી છે. જાણ્યા છતાં પણ દુશ્મનને ભેટવા જનાર સમાન અન્ય મૂર્ખ કોણ હોઈ શકે?

આપણે યાદ રાખવું જોઇએ કે અર્થ વગરની ચિંતાનું ગ્રહણ કરવાથી આપણે મિથ્યા દુઃખને નિમંત્રણ આપીએ છીએ! નકામી ચિંતાને ધારણ કરવાથી આપણે આપણા જ માર્ગમાં કંટકો વેરીએ છીએ! જે વસ્તુ હજુ બની નથી તેનાથી ત્રાસી જઇને તેની ચિંતાને લીધે આપણે આપણું કર્તવ્યપાલન યથાર્થ

કરી શકતા નથી. ભયંકર ઘટનાઓ બનવાની ચિંતાને લઇને આપણે આપણા વર્તમાનકાળના સુખનો જાતે જ નાશ કરી રહ્યા છીએ ! આપણે આગ્રહપૂર્વક નાની મોટી ચિંતાઓ, ક્ષુલ્લક વ્યગ્રતાઓ અને અનાવશ્યક વ્યાકુળતાઓને આમંત્રણ આપવાથી અકાળે વૃદ્ધાવસ્થાને નોતરીએ છીએ એ હકિકત ભૂલી ન જવી જોઇએ !

માનસિક શકિતનો મિથ્યા ચિંતાથી અપવ્યય કરી નાખવાની મનુષ્યની સ્વાભાવિક કાર્યશકિતનો પણ નાશ થઇ જાય છે. મનુષ્યની શકિતનો નાશ કરવામાં, તેની મહત્વાકાંક્ષાઓને છિન્નભિન્ન કરવામાં અને તેના અદ્‌ભુત સામર્થ્યને ઘટાડવામાં ચિંતા જ મુખ્ય ભાગ ભજવે છે. **કાર્ય કરવાથી કોઈ માણસ મરી ગયેલો જાણ્યો નથી પરંતુ ચિંતાથી તો ઘણાયે મનુષ્યો મૃત્યુને શરણે જાય છે.** કામનો ભય રાખવાથી એટલે કે આપણા કાર્યમાં કાંઈક ભયંકર વિઘ્ન આવી પડશે અને ધારેલું કાર્ય થશે નહિ એવી ચિંતા રાખવાથી આપણને જેટલી હાનિ થાય છે તેટલી હાનિ બીજી કોઈ વસ્તુથી થતી નથી. ચિંતાથી બળ અને શકિતનો નાશ થાય છે એટલું જ નહિ પરંતુ તે માણુસના કાર્ય ઉપર પણ ગંભીર અસર ઉપજાવે છે. માણુસનું મન જ્યારે ચિંતાતુર હોય ત્યારે તે સર્વોત્તમ રીતે કાર્ય કરી શકતો જ નથી. માનસિક શકિતઓ જ્યારે સંપૂર્ણ રીતે ચિંતામુક્ત હોય ત્યારે જ તે હરકોઈ કાર્યમાં સંતોષજનક કામ આપી શકે છે. ચિંતાતુર મન સ્પષ્ટતા, બળ અને યુક્તિપૂર્વક વિચાર કરી શકતું નથી. વિચાર શકિતની મંદતા એ ચિંતાનું સૌથી શોકજનક પરિણામ છે. તે મગજને

એટલું બદ્ધ અને વિચારશક્તિને એટલી શિથિલ કરી નાખે છે કે ચિંતા કરનારાનાં કાર્યના પરિણામો કેવળ વિપરિત જ આવે છે. એટલું જ નહિં પરંતુ કાયમ ચિંતા કરવાની ટેવને લીધે અસાધ્ય ઉન્માદ પણ લાગુ પડી જાય છે! નાની નાની ચિંતાઓ અને ક્ષુલ્લક વ્યગ્રતાઓ સિવાય તંદુરસ્તીના અન્ય ભયાનક શત્રુઓ બીજા કોઇ જ નથી. જો આપણે કોઈ વ્યાધિ વિષે ચિંતા કરીએ તો તે વ્યાધિ આપણને ગમે ત્યાંથી વળગી પડે છે. ઇતિહાસમાં જણાવેલી મહાન મરકીઓના ઘણા ભોગો માત્ર ભયથી જ મરણને શરણ થયા છે. ચિંતાથી માણસોના વાળ પણ અકાળે સફેદ થઈ જાય છે; એટલું જ નહિં પણ તે મસ્તકને ટાલવાળું પણ બનાવી દે છે! ચિંતાથી માણસનો આખો ચહેરો પલટાઇ જાય છે અને તે ઓળખાઇ પણ શકતો નથી. આ પ્રમાણે ચિંતા એ આપણા આરોગ્યનો કટ્ટા શત્રુ હોઈ આપણે તેનો સર્વ પ્રકારે તત્કાળ ત્યાગ કરી દેવો જ જોઇએ.

ચિંતાનું ખરાબમાં ખરાબ સ્વરૂપ એ છે કે ચિંતાતુર માણસો હંમેશાં નિષ્ફળતાના જ વિચારો કર્યા કરે છે. પરંતુ આવી ટેવ તેમની મહત્વાકાંક્ષાઓને દાબી દે છે, ઉદ્દેશને મારી નાખે છે અને તેમના કાર્યમાં કદાપિ સફળતા આવવા દેતી નથી. આજ પ્રમાણે કેટલાક લોકોને પોતાના ગતજીવન ઉપર વિચાર કર્યા કરી પોતે કરેલી ભૂલો માટે પોતાની જાતને વારંવાર ઠપકો આપવાની ટેવ પડેલી હોય છે પરંતુ આથી તેઓ પોતાની વર્તમાન ફરજ પ્રત્યે ધ્યાન આપી શકતા નથી અને ભૂતકાળની ચિંતાને લઇને વર્તમાનકાળને પણ બગાડી નાખે છે! ચિંતાથી 'કોઈપણ મનુષ્યને કોઈપણ પ્રકારનો લાભ તો થતો જ નથી

બલ્કે તે હંમેશાં મનુષ્યોના આરોગ્યનો નાશ કરી, તેનો જોમ અને જુસ્સો હરી લઈ તેની કાર્યશકિતને ઘટાડી નાખી કાયમ નુકશાન જ કરે છે. ચિંતાથી આપણા કાર્યની સફળતા કરતાં નિષ્ફળતા આપણી વધુ નજદીક આવતી જાય છે. આથી આપણે ચિંતાના ભયાનક પાશમાંથી તત્કાળ મુકત થઈ જવું જોઇએ. આપણાં દુઃખોની ચિંતા કરી વધુ દુઃખી થવું ન જોઇએ પરંતુ તેને ભૂલી જઇ સુખને માટે પ્રયત્ન કરવો જોઈએ. ચિંતાને જલ્દી હાંકી કાઢવા માટે આપણે હંમેશાં આનંદી બનવું જોઇએ એટલું જ નહિ પરંતુ આપણી વર્તમાન સ્થિતિનો સારામાં સારો ઉપયોગ કરી લઈ, **સુખી થવાના પ્રયત્નો કરવા જોઇએ. ભય અને ચિંતાને સ્થાને આપણે હિંમત, આશા અને શ્રદ્ધા ભરી દેવાં જોઇએ. નિરાશા, સાહસશૂન્યતા, આશાશૂન્યતા અને ચિંતાને હાંકી કાઢી, અમર આશા, અતોલ સાહસ, અખંડ આનંદીપણું અને અચળ શાંતિ ધારણ કરવાથી આપણી ઉન્નતિના માર્ગો સદાને માટે ઉઘાડા થઈ જાય છે !**

## ૬. ભયને હાંકી કાઢો.

ચિંતારૂપી શત્રુનો નાશ કર્યા બાદ પ્રગતિને પંથે વિચરનાર માનવીએ ભય અથવા ભીતિનો ત્યાગ કરતાં શીખવાનું છે. ભય મનુષ્યને બીજા મનુષ્યોના દાસ બનાવે છે. ભયથી ગભરાયેલા માણસોને દુર્દશા ભોગવવી પડે છે. ભય મનુષ્યની આસપાસ કટુતા ફેલાવે છે. તે માનસિક, નૈતિક અને આધ્યાત્મિક પ્રવૃત્તિનો નાશ કરે છે અને કેટલીકવાર મૃત્યુના માર્ગે પણ દોરી જાય છે. ભય સર્વ શક્તિ અને સર્વ વિકાસનો નાશ કરનાર માણસ જાતનો મહાન શત્રુ છે.

ભય માનસિક ભ્રમમાંથી જ ઉત્પન્ન થાય છે. તેની પાછળ બીજું કાંઈ સત્ય રહેલું નથી. નાના બાળકને માટે જેવો કલ્પિત ભૂત હોય છે તેવો અર્ધ બુદ્ધિવાન મનુષ્યોને માટે વૃથા ભય હોય છે. ભયમાં કાંઇ પણ સત્ય રહેલું નથી તોપણ આ જગતમાં અનેક મનુષ્યો ખોટા ભયથી હેરાન પરેશાન થતા માલુમ પડે છે. ભીતિ એ માનવજીવનની પ્રગતિ રૂંધનારાં ભયંકરમાં ભયંકર શત્રુઓમાં અગ્રસ્થાન ભોગવી રહેલ છે. તે આપણા સારાયે જીવનને શિથિલ કરી નાખે છે. આપણા આરોગ્યનો નાશ કરે છે અને માનસિક શક્તિને એટલી બધી મંદ કરી નાખે છે કે તે કાંઇ પણ કાર્ય કરવાને સમર્થ રહેતી નથી.

જે મનુષ્ય ભય અથવા ભયની આગાહીથી પીડાતો હોય છે તે મનુષ્ય કોઈ પણ શ્રેષ્ઠ કાર્ય કરી શકતો નથી કારણ ભયથી તેની સર્જનશક્તિ, સાહસ અને હિંમતનો નાશ થઈ ગયેલ હોય છે. ભીતિ મનુષ્યના વ્યક્તિત્વનો નાશ કરી નાખી

સમસ્ત માનસિક ક્રિયાઓને અશક્ત કરી નાખે છે. જ્યારે મનુષ્યના મનમાં આફતનો ભય ઝઝુમી રહ્યો હોય ત્યારે તેની સમગ્ર ક્રિયાશકિત અદ્રશ્ય થઇ જાય છે અને તે કાંઈ પણ પરિશ્રમ ખેડી શકતો નથી. ભય એ હંમેશાં નિર્બળતા–કાયરતાની હાજરી સૂચવે છે. આ ભયંકર માનવશત્રુએ કેટલાંયે મનુષ્યોના સુખ અને મહત્વાકાંક્ષાઓનો નાશ કરી નાખ્યો છે, કેટલાંયે મનુષ્યોની ઉન્નત કારકીર્દીને નષ્ટ કરી નાખી છે. ધાસ્તી સાધારણ માનસિક ક્રિયાને શિથિલ કરી નાખી મનુષ્યને સંકટ સમયમાં બુદ્ધિપૂર્વક વર્તવાને અશકિતમાન કરી નાખે છે, કારણ કે ભયથી શિથિલ થયેલો મનુષ્ય બુદ્ધિપૂર્વક વિચાર કરી શકતો નથી તેમ જ ડહાપણપૂર્વક કાર્ય કરી શકતો નથી. કોઇપણ મનુષ્ય જ્યારે પોતાનાં કાર્ય સંબંધમાં ઉદાસ અને હૃદયભગ્ન થઈ જાય છે ત્યારે તે પોતાનું ધારેલું કાર્ય સિદ્ધ કરી શકતો જ નથી. એથી ઉલટું જો કોઇપણ મનુષ્ય ભયને તાબે થવાને બદલે પોતાના અંતરમાં આગ્રહપૂર્વક નિર્ભયતા ધારણ કરે, ઉત્સાહમય અને આશામય વલણ અખત્યાર કરે અને પોતે હાથ ધરેલું હરકોઈ કાર્ય દીર્ઘદ્રષ્ટિથી આગળ ધપાવે તો તેને નિષ્ફળતા મળવાનો જરાયે સંભવ છે જ નહિં. પરંતુ જો તે નિરાશ થઇ, દ્રઢતા અને હિંમતનો ત્યાગ કરી ગભરાઇ જાય છે તો વિજય પ્રાપ્ત કરવાને જરૂરી એવો પુરૂષ પ્રયત્ન તે કરી શકતો નથી અને અંતે સુખ અને ઉન્નતિના માર્ગથી ચલિત થઇ જાય છે.

ભાવી સંકટની આગાહી કર્યા કરવી એ ભયનું મુખ્ય સ્વરૂપ છે. કેટલાય લોકો આવા પ્રકારના ભયથી હંમેશાં પીડાયાં જ કરે છે. તેઓ એવા ભયગ્રસ્ત રહે છે કે કોઇક મહાન આપત્તિ

તેમના ઉપર અણધારી આવી પડવાની છે, તેઓ પોતાનું
અથવા પદ ગુમાવવાના છે, તેઓ કોઈક અકસ્માતના
થઈ પડવાના છે, તેઓ કોઈ જીવલેણ બિમારીમાં સ
પડવાના છે; આવી આવી અનેક કલ્પિત ભયની આગાહીએ
સપડાયેલા માણસો પોતે જ ઉત્પન્ન કરેલાં ભયનાં વાદળાંએ
ઘેરાઇ જાય છે અને પરિણામે તેઓનો પ્રગતિનો મ
રૂંધાઈ જાય છે. ઘણાયે મનુષ્યો પોતાનું સારૂંયે જીવન ભય
ડરથી ગભરાતા ગભરાતા જ જેમતેમ પસાર કરી દે છે. ન
મનુષ્યો ભાગ્યે જ સુખ ભોગવી શકે છે. તેઓ જીવન નિ
ચલાવવા માટે પૂરતી સંપત્તિ મેળવવાને માટે ગુલામની માફક વૈ
કર્યા કરે છે છતાં પણ પોતે સંપાદન કરેલી સંપત્તિ તેઓ ક
ભોગવી શકતા નથી કારણ તેઓ કોઈક ભયાનક ઘટના બન
ભયથી અને પોતાની સંપત્તિ ઓચિંતી નાશ થઈ જવાના
કાયમ ગભરાતા જ રહે છે અને પરિણામે કાયમ દુઃખ
રહે છે.

અદ્રષ્ટ અનિષ્ટની આગાહી કરવાની—ભાવી ઘટનાનો
રાખવાની ભયંકર ટેવથી માનવજીવનમાં સૌથી વિશેષ દુઃખ
પરિણામ એ આવે છે કે તેની સર્વ શક્તિનો વિનાશ થાય
આપણે જેનાથી ડરીને ત્રાસી જઇએ છીએ તે એક એવી
છે કે જેનું હજુ અસ્તિત્વ જ નથી અને જે સત્ય પણ
છતાં પણ આવા પ્રકારની ભીતિ રાખવાની ટેવથી મનુષ્ય
ટુંકું થઇ જાય છે કારણ કે તે સમસ્ત શારીરિક ક્રિયા
હરકત કરે છે. ભયના ભોગ બનેલા માનવીઓ અકાળે
થઈ જાય છે એટલું જ નહિ પરંતુ અકાળે મૃત્યુના મુ

પણ હોમાઈ જાય છે. તિક્ષ્ણ સ્વભાવનાં, નિર્બળ શરીરના અને મંદ આરોગ્ય ભોગવતા માણસો એવી કલ્પના કર્યા કરે છે કે તેમના ઉપર અણચિંતવ્યું મહાન સંકટ આવી પડશે અને તે સંકટ આવ્યા પૂર્વે જ તેઓ તેના કાલ્પનિક ત્રાસથી જ અર્ધા દુઃખી તો કાયમ રહ્યા જ કરે છે. ભયરૂપી રાક્ષસની સત્તા નીચે દબાયેલાં કમભાગી મનુષ્યો પોતાની સ્વાભાવિક શક્તિનો વિકાસ કરી શકતાં નથી. બાલ્યાવસ્થાથી જ તેઓનાં જીવન સંકુચિત થઈ ચુકેલાં હોઈ, યુવાવસ્થામાં તેઓ કોઇપણ મહા કાર્ય કરે, કોઈપણ સુખ અને આબાદી ઉપજાવનારૂં સાહસ કરે તે પૂર્વે જ ભયથી ત્રાસેલાં આવાં મનુષ્યો વૃદ્ધાવસ્થામાં પ્રવેશી જાય છે અને સારૂંયે જીવન બરબાદ થઈ જાય છે!

આપણા જીવનના સમગ્ર પટમાં આદિથી અંત સુધી ધાસ્તીનું સામ્રાજ્ય વ્યાપી રહેલું છે. આપણે ધાસ્તી અને બીકના વાતાવરણમાં જન્મીએ છીએ. આપણે આપણા શિક્ષકોથી ડરીએ છીએ; આપણાં માતાપિતાથી ડરીએ છીએ; આપણા સાથીઓથી ડરીએ છીએ; આપણે ભૂતપ્રેતોથી ડરીએ છીએ; કાયદા, નિયમો અને શિક્ષાર્થી ડરીએ છીએ; વૈદ્યથી અને ડૉકટરથી પણ ડરીએ છીએ; અને આપણી આધેડ વય તો નિરંતર ચિંતા કે જે ભયનું નરમ સ્વરૂપ છે તેમાં જ વીતે છે. આપણે આપણા ધંધાની નિષ્ફળતાથી ડરીએ છીએ; નિરાશાઓ અને ભૂલોથી ડરીએ છીએ; ગુપ્ત અને પ્રગટ શત્રુઓથી ડરીએ છીએ; ગરીબાઇથી ડરીએ છીએ; સાર્વજનિક અભિપ્રાયથી ડરીએ છીએ; અકસ્માતોથી ડરીએ છીએ, બિમારી અને મૃત્યુથી ડરીએ છીએ એટલું જ નહિં પરંતુ મૃત્યુ પછીના

દુઃખથી ડરીએ છીએ, અરે મૃત્યુ પછીના જન્મથી પણ ડરીએ છીએ! આ પ્રમાણે ગરીબ બિચારો માનવી આ જીવનમાં પારણાથી સ્મશાન પર્યંત બીકમાં જ ડૂબેલો રહે છે. તે માત્ર પોતાનાજ ખરા કે કાલ્પનિક ભયોનો ભોગ હોતો નથી પરંતુ ભૂત અને વર્તમાનકાળની સમગ્ર માનવજાતિના વહેમો, ખોટી માન્યતાઓ, ભ્રમો અને ભૂલો વડે તેની ઉપર લાગુ થયેલા ભયોનો પણ તે ભોગ બનેલો છે!

ઘણી વખત કેટલીક સંપૂર્ણ સદ્ધર બેંકો અને ટ્રસ્ટ કંપનીઓની આર્થિક સ્થિતિ અંગે કોઈક ગપગોળો સાંભળતાં જ નિર્બળ અને વહેમી મનુષ્યો પોતાનાં નાણાં ઉપાડી લેવાને ઉલટી પડે છે, અરે, ઘણા માણસો તો રખે પોતાના પૈસા રહી જાય એ બીકે પૈસા લેવાને માટે આખી રાત હારબંધ ઉભા રહે છે! સંપૂર્ણ આબાદીની વચ્ચે પણ આર્થિક ધાસ્તી ફેલાવવાની ભયમાં કેટલી બધી તાકાત છે તે આ હકિકત દ્વારા સારી રીતે સમજાય છે. આવી કેવળ અકારણ—વૃથા ધાસ્તીએ આર્થિક જગતમાં અનેકવાર ભારે પાયમાલી ફેલાવી છે. કેટલીક વખત કેટલાક આગેવાન શ્રીમંતો અવિશ્વાસ દર્શાવે કે તુરત જ નિર્બળ અને ઓછી દ્રઢતાવાળા માણસો સ્વાભાવિક રીતે જ અત્યંત ભયભીત બની જાય છે અને પરિણામે સારાયે સમાજની ઉપર અસર થાય ત્યાં સુધી પોતાની શંકાઓ અને ભયનું વાતાવરણ ફેલાવી દે છે અને અંતે ભયંકર કટોકટી ઉભી થઇ જાય છે! મિથ્યા ભય કેવાં ભયાનક પરિણામો ઉપજાવી દે છે તેનો આ ઉપરથી કાંઈક ખ્યાલ આવી શકે છે.

સૃષ્ટિનો નિયમ છે કે જે માણસો જે વસ્તુઓની પ્રતિક્ષા કર્યા કરે છે અને તે આવશે જ એમ માન્યા કરે છે તે વસ્તુઓ

પ્રત્યે તેમનાં મન વળે છે અને તેથી અલબત્ત તે વસ્તુઓ નીપજે છે. જો મનુષ્યો અવનતિ વિષે વિચાર કરતા બંધ થાય, અવનતિનો ડર પોતાના અંતરમાંથી કાઢી નાખે અને કેવળ ઉન્નતિ વિષે જ વાત કરે તો તેઓ ભયમાંથી ઉત્પન્ન થતાં ખરાબ પરિણામોને અટકાવી પોતાની સ્થિતિ સુધારી શકે છે, કારણ કે શ્રદ્ધા સર્વશકિતમાન હોઈ ધારેલું પરિણામ નીપજાવી શકે છે. મિથ્યા ભય હંમેશાં વાસ્તવિક સ્થિતિ કરતાં અનંતગણી વિશેષ ખરાબ સ્થિતિની આગાહી કરતો હોઇ તેનો સદંતર ત્યાગ કરવો ઘટે.

બીજાઓની ટીકા અને ઉપહાસના ડરથી ડરી જઈ આપણામાંના ઘણા પોતે હાથ ધરેલું કાર્ય પાર પાડી શકતા નથી અને પરિણામે દુ:ખ સહન કરે છે. આ સંસારમાં અસંખ્ય માણસો બીજાઓની ટીકા અને અભિપ્રાયથી ડરીને સુખ અને સમૃદ્ધિ મેળવવાને માર્ગે જઇ શકતા નથી. “હું આ કાર્ય કરીશ તો દુનિયા શું કહેશે?” આવા વિચાર માત્રથી જ ત્રાસી જઈને કેટલાયે મનુષ્યો પુરૂષ પ્રયત્ન કરતાં અટકી જઇ દુ:ખમાંને દુ:ખમાં રીબાયાં જ કરે છે. જીવનમાં કોઇ પણ પગલું ભરતી વખતે બીજાઓની ટીકાથી ડરનારા મનુષ્યો કદાપિ આગળ વધી શકતા જ નથી. આવા પ્રકારની મિથ્યા ભીતિએ મગજને સ્થાનભ્રષ્ટ કરી અસંખ્ય માણસો પાસે અનેક પ્રકારના ગુન્હા કરાવ્યા છે, અને મનુષ્ય જીવનમાં ભયંકર શોકજનક ઘટનાઓ ઉત્પન્ન કરી છે.

ભયને દુર કરવા માટે આપણે હિંમત રાખવી જોઇએ. કારણ કે મનુષ્યો સુખ અને સંપત્તિને માટે જે જે પ્રયત્નો

આદરે છે તેની સફળતાનો આધાર હિંમત ઉપર જ રહેલો છે. "હિંમતે મર્દા તો મદદે ખુદા" એ કહેવત અનુસાર હિંમત બીજી સર્વે માનસિક શક્તિઓના બળમાં પ્રચંડ વૃદ્ધિ કરે છે અને ઘણા દોષો અને નિર્બળતાઓનો નાશ કરે છે અને પરિણામે હિંમતવાન મનુષ્યોના પુરૂષ પ્રયત્નમાં ઇશ્વર કૃપા જરૂર ભળે છે અને તેઓને નિઃશંક સફળતા જ સાંપડે છે.

જેવી રીતે આપણે આપણને પીડા કરનાર કોઈ પણ દુરાચારનો ત્યાગ કરી દઇએ છીએ તેવી જ રીતે જે વસ્તુની હયાતિ જ નથી એવી વસ્તુઓની બીકનો આપણે તત્કાળ ત્યાગ કરી દેવોજ જોઇએ, અને એ ભીતિનું સ્થાન હિંમત, આશા અને શ્રદ્ધાને આપી દેવું જોઇએ. આપણા મગજમાં જ્યારે હિંમત, નિર્ભયતા, શ્રદ્ધા, આશા, આત્મપ્રતીતિ અને સ્વાવલંબનની વૃત્તિઓ ઉદ્ભવે છે કે તુરત જ ભય, ચિંતા અને વ્યગ્રતા પલાયન કરી જાય છે. જે વસ્તુનો આપણે ભય રાખીએ છીએ તે વસ્તુનો સામનો કરવાની આપણી શક્તિ વિષે આશંકા હોવાથી જ તે ભય ઉપજેલો હોય છે માટે હિંમત રૂપી ઔષધ ભયરૂપી રોગનો નાશ કરનાર હોઈ આપણે સર્વ પ્રકારના ભયનો ત્યાગ કરી સર્વ સંયોગોમાં હિંમત ધારણ કરવી જોઇએ. ભયના વિચારો આપણા મગજમાં અને આપણી કલ્પનામાં પ્રસરી જાય તે પૂર્વે જ આપણે તેનો ત્યાગ કરી દેવો જોઇએ.

ભિન્ન ભિન્ન પ્રકારના ભયને લીધે ઘણા રોગો પણ જન્મે છે, આરોગ્યના આ ભયંકર શત્રુને લીધે ઉન્માદ, મૂર્ખતા, ભિન્ન ભિન્ન સ્નાયુઓ અને અવયવોનું અકડી જવું, પુષ્કળ પ્રસ્વેદ થવો, કોલેરા, કમળો, અલ્પ સમયમાં વાળ

સફેદ થઈ જવા, માથે ટાલ પડવી, દાંત એકદમ પડી જવા, જીવલેણુ રક્તશૂન્યતા, ગર્ભસ્થાનના રોગો, ત્વચાના રોગો અને બીજા ઘણુા વ્યાધિઓ ઉપજે છે. કોઈપણ ચેપી રોગના ફેલાવા દરમિયાન ખાસ કરીને જે લોકો બીકણુ અને પોચા મનના હોય છે તેઓ પ્રત્યેક સ્થળે થતી તે વિષયની વાત અને ચર્ચાઓને સાંભળીને ગભરાઈ જાય છે, અને પરિણામે જીવલેણુ રોગને આમંત્રણુ આપી તેના ભોગ થઈ પડે છે ! ઘણુા લોકો દ્રશ્ય કે અદ્રશ્ય જગતમાંની નાની યા મોટી આપત્તિના ડરથી બીતા ફરે છે. અનેક માણુસો સર્વ પ્રકારના મૂર્ખતા ભરેલા વહેમોથી બંધાએલા હોય છે. આપણે પણુ અનેક દંતકથાઓ, ચમત્કારો, અને કીમિયાની વાતોથી અને ભૂતો, ભયો તથા સદ્ભાગ્ય અને દુર્ભાગ્યને લગતી અનેક હકીકતોથી ડરી જઈએ છીએ પરંતુ આ પ્રકારનો ડર આપણી પ્રગતિના પંથમાં મહાન વિઘ્નકારક હોઈ આપણે તેનો સદંતર ત્યાગ કરવો ઘટે.

જે મનુષ્યો મૂર્ખતા ભરેલા વહેમોને હસી કાઢવાનો આડંબર કરતા હોય છે તેઓની પર પણુ કેટલાક વહેમો અધિકાર ચલાવતા જોઈ આપણુને આશ્ચર્ય થયા વિના રહેતું નથી. યુરોપ અને અમેરિકામાં હજુ પણુ અનેક સુશિક્ષિત માણુસો ઉપર શુક્રવાર તથા તેર નંબરના આંકડા સંબંધી વહેમો અજબ અસર ઉપજાવી રહેલ છે. કેટલીક હોટેલોમાં તેરમા નંબરનો ઓરડો હોતો નથી કારણુ કે તે કોઈ ભાડે રાખતા નથી ! કેટલાક મનુષ્યો પોતાના મકાનો પર તેરમો નંબર લખવા દેતા નથી અને તેરને બદલે સાડાબાર લખે છે. એક જડ ચિત્ર અથવા યાંત્રિક અંકો માનવપ્રાણીઓ પર આટલી બધી અસર ઉપજાવે

એ કેટલું બધું વિચિત્ર છે ! ભય એ જડ આંકડાઓથી ચૈતન્ય-મય મનુષ્યોને પણ ભડકાવી રહેલ છે એ કેટલી આશ્ચર્યની વાત છે !

બીજાં કેટલાક મનુષ્યો ભવિષ્યવેત્તાઓના દાસ થઇ રહેલા માલુમ પડે છે. કેટલાય અજ્ઞાની ભવિષ્યવેત્તાઓની ઘાતકી ભવિષ્યવાણીઓને લીધે અનેક મનુષ્યો કંગાલ અને દુઃખી બની જાય છે અને હતાશ અને સાહસશૂન્ય થઈ જાય છે. ભવિષ્ય-વેત્તાઓએ ભાખેલા ભવિષ્યના ડરથી કેટલાયે મનુષ્યો પોતાનો વર્તમાનકાળ બગાડી નાખે છે. આવા મનુષ્યો જોશીઓની સલાહ લીધા વિના કોઇપણ કાર્ય કરી શકતા નથી અને પરિણામે તેઓ પોતાની જરાપણ ઉન્નતિ સાધી શકતા નથી !

વહેમ એ સાચી વસ્તુ નથી પરંતુ કેવળ કલ્પનાની સૃષ્ટિ-માંથી ઉત્પન્ન થયેલ છાયા માત્ર છે આમ સમજીને જો ભયનાં સમસ્ત સ્વરૂપોને મનુષ્યના મનમાંથી દુર કરવામાં આવે તો માનવજીવનની પ્રગતિ એકદમ વધી જાય. ભય અનેક માણસોને અવનતિમાં રાખે છે અને માનવજીવનમાં કોઇપણ ખરી વસ્તુ કરતાં વિશેષ સંકટ, વિશેષ હાનિ, વિશેષ દુર્ભાગ્ય અને વિશેષ નિષ્ફળતાને જન્મ આપી મનુષ્યનું જીવન અધિક દુઃખમય બનાવી દે છે. આપણે પોતે જ આપણા ભાગ્યના સ્વામિ હોઇ, આપણી ઉન્નતિ અને સુખના કોઈપણ શત્રુને વિરોધી વિચારોથી નષ્ટ કરી નાખવો જોઇએ, આપણે કોઈપણ પ્રકારના વહેમ અને બીકથી ગભરાઈ જઇ અવનતિમાં રહેવું ન જોઇએ. સમસ્ત ભયો માત્ર છાયારૂપ હોઈ, અવ્યવસ્થિત કલ્પનાશક્તિની સૃષ્ટિ હોઈ, અજ્ઞાનનાં સંતાનો હોઈ, ઉન્નતિના માર્ગે વિચરનાર હરકોઇ મનુષ્યે તેઓનો નાશ કરવો જ રહ્યો !

## ૭. સદા આનંદી બનો.

ઉન્નતિના માર્ગના પ્રવાસિએ આ જગતરૂપી રંગભૂમિના તખ્તપર પોતાની ભૂમિકા ભજવતી વખતે હંમેશાં આનંદથી જ પોતાનો ભાગ ભજવવો જોઈએ. મહાન થનાર વ્યક્તિઓને તેમના જીવનમાં હંમેશાં સુખના જ પ્રસંગો નથી આવતા, પરંતુ દુઃખના, શોકના, દિલગીરીના અને હૃદયભગ્ન પ્રસંગો પણ ઘણી વાર આવે છે છતાં પણ તેઓ હિંમત હારી જઈ નાસીપાસ ન થઈ જતાં પોતાના જીવનનો દરેક પાઠ આનંદથી જ ભજવે જાય છે. ત્યારે જ તેઓ જીવનનાટકને અંતે સફળતા પ્રાપ્ત કરી શકે છે.

આનંદીપણું એ ઇશ્વિરી ઔષધ છે. હરકોઇ માનવીએ પોતાના કમનસિબ રૂપી રોગનો એ ઔષધથી નાશ કરવો જોઇએ. અત્યંત ચિંતા, વ્યગ્રતા વિગેરેનો ત્યાગ કરી જીવનના સર્વ પ્રસંગોએ આનંદીપણું ધારણ કરવાથી જ માણસ પોતાના કાર્યમાં આગળ વધી શકે છે અને સફળતા મેળવી શકે છે. કેટલાયે મનુષ્યો અત્યંત દિલગીરીને લીધે નિરાશા, અનિદ્રા આદિ અનેક દુઃખોના ભોગ થઇ પડેલા માલુમ પડે છે પરંતુ જો આ મનુષ્યો આનંદી બનવાનો પ્રયાસ કરે, જીવનના કઠીણ પ્રસંગો પણ મુક્ત હાસ્યથી જ પસાર કરે તો તેમના સર્વ વ્યાધિનો નાશ જરૂર થઇ જાય. હાસ્યમાં, આનંદીપણામાં, નિરંતર નિરંકુશ ઉલ્લાસ પ્રદર્શિત કરવામાં અનેક નાના મોટા રોગ દુર કરવાની અપાર શક્તિ રહેલી છે. તેનું જો આપણને ાન થાય તો આપણા અર્ધા વ્યાધિઓ દુર થઇ જાય. હાસ્ય,

એ પ્રકૃતિનાં મહાનમાં મહાન ઔષધોમાંનું એક હોઇ તે માનવ જીવનની અવ્યવસ્થિત શક્તિઓ અને ક્રિયાઓને સુવ્યવસ્થિત કરી આપણામાં નવચેતન પ્રેરે છે. આનંદ થાકેલા મગજનો થાક ઉતારી નવિન પ્રેરણા અર્પે છે, હાસ્ય અત્યંત આરોગ્ય-દાયક હોઇ તે પ્રત્યેક અસ્વાભાવિક સ્થિતિને સ્વાભાવિક બનાવે છે. તે હૃદયની વેદનાઓ અને જીવનના નાના મોટા આઘાતોની દિવ્ય ઔષધિ છે. તે આપણું આયુષ્ય વધારનાર જડીબુટ્ટી છે. જે લોકો સારી પેઠે હસીને શારીરિક તથા માનસિક સ્વાસ્થ્ય જાળવે છે તેઓ જીવનને અત્યંત ગંભીર રીતે જીવનારાઓ કરતાં વધુ આયુષ્યમાન અને વધુ સુખી હોય છે.

સદા આનંદી બનવું એ સફળ કારકીર્દિનું એક અતિ મહત્વનું અંગ છે. જે મનુષ્યો જરૂર પોતાના કાર્યમાં સફળતા સાધી શકયા હોત એવા ઘણા મનુષ્યો આજે જીવનને કેવળ અત્યંત ગંભીર ગણવાને લીધે જ ભયંકર નિષ્ફળતા પ્રાપ્ત કરી રહેલા માલમ પડે છે. તેમની નિષ્ફળતાનું મુખ્ય કારણ એ જ છે કે તેમણે પોતાની આસપાસનું વાતાવરણ પોતાની ગમગીની ભરેલી પ્રકૃતિને લીધે વિષમય અને વ્યાધિમય બનાવી દીધેલું હોય છે અને પોતાની સમગ્ર શક્તિઓને શિથિલ બનાવી દીધેલી હોય છે. આનંદીપણું શરીરને સ્વાભાવિક રીતે જ સાચું ચૈતન્ય અર્પે છે, અને તેની અસર શરીરના પ્રત્યેક ભાગમાં પહોંચે છે. તે આંખને સતેજ બનાવે છે, વદનને રક્તામય બનાવે છે, પગમાં ચપલતા આણે છે અને જીવન ટકાવનાર સમસ્ત આંતરિક બળમાં અત્યંત વૃદ્ધિ કરે છે. આનંદીપણાની સાથે હરિફાઈ કરે એવી ઔષધિ આ જગતમાં બીજી કોઈ જ નથી.

ઘણા માણસો આનંદી બનવાની ટેવ નહિ પાડવાથી શુષ્ક, બળેલા, અરસિક અને અસ્વાભાવિક બની જાય છે. આનંદી થવાની ટેવ, પ્રત્યેક સ્થળે આનંદ અને ઉલ્લાસ ફેલાવવાની ટેવ—હંમેશાં હસમુખા બનવાની ટેવનો વિકાસ કરવાથી આપણને જેટલું ચૈતન્ય, આરોગ્ય અને સુખ પ્રાપ્ત થાય છે તેટલું કોઈપણ બીજી વસ્તુથી થતું જ નથી. દિવસે ગુંચવણકારક, વ્યાકુળતા-જનક સખ્ત કાર્ય કર્યા પછી જો કોઈપણ મનુષ્ય, ભલેને તે વ્યાપારી હોય, વકીલ હોય, ડોકટર હોય કે વિદ્યાર્થી હોય, રાત્રિનો થોડો સમય આનંદમાં, ઉલ્લાસમાં અને મુક્ત હાસ્યમાં ગાળે છે તો તેનો સઘળો શ્રમ અદ્રશ્ય થઈ જાય છે અને બીજે દિવસે સંપૂર્ણ જોમ અને જુસ્સાથી પોતાનું કાર્ય આગળ ધપાવવા શક્તિમાન થાય છે. એથી ઉલ્ટું જો કોઈ માણસ દિવસના અથાગ પરિશ્રમ પછી રાત્રિએ પણ શોક અને ચિંતાના વાતાવરણમાં પડયો રહે છે તો તેની કાર્યશક્તિ દિવસે દિવસે ક્ષીણ થતી જાય છે અને તે ધારેલું કાર્ય સંપૂર્ણ રીતે પાર પાડી શકતો નથી.

આનંદકારક રમત ગમતો અને વાંચનથી મનુષ્યની માનસિક શક્તિઓ પર ઘણી ઉંડી અસર થાય છે. તેનાથી તેઓ સતેજ અને વિકસિત થાય છે, તેનાથી માણસની હિંમત દ્રઢ બને છે. આનંદી વાતાવરણથી આપણો નિશ્ચય અને આપણી મહત્વાકાંક્ષા મજબુત બને છે અને જીવન વિષેનો આપણો સમગ્ર વિચાર બદલાઈ જઈ જીવન જીવવા જેવું જ છે એવો અનુભવ થાય છે. આપણે જીવનની સર્વ પ્રતિકૂળ, દુઃખદાયક અને હતભાગી વસ્તુઓ વિષેના વિચારોનો ત્યાગ કરી સુખ અને દુઃખના સઘળા પ્રસંગોમાં આનંદી જ રહેવાની ટેવ પાડીએ

તો જ આપણે જીવનમાં આગળ વધી શકીએ છીએ. આનંદીપણું એ જગતના મહાન ચમત્કારોમાંનો એક હોઈ તે મનુષ્યને સાંગોપાંગ બનાવે છે. તેની શક્તિને બમણી અને ત્રણ ઘણી વધારી મુકે છે અને જીવનને નવિન ચેતન આપે છે. કોઈપણ માણસ જ્યાં સુધી પોતાનું આનંદીપણું, પોતાનો ઉત્સાહ અને ઉલ્લાસ ગુમાવતો નથી ત્યાં સુધી તે કદી નિષ્ફળ જતો નથી પરિસ્થિતિ ગમે તેટલી પ્રતિકુળ હોય, સંયોગો ગમે તેટલા ખરાબ હોય, પોતાની ઉન્નતિનો પંથ ગમે તેટલો વિકટ અને કઠીણ હોય અને પોતાના ધ્યેયની સિદ્ધિને આડે ગમે એટલા નિરાશાઓનાં વાદળ છવાયાં હોય છતાંપણ જો મનુષ્ય અત્યંત આનંદી રહી પોતાથી બનતું ઉત્તમોત્તમ કાર્ય કર્યે જ જાય તો નિષ્ફળતા કદી તેની સમીપ જઈ શકતી જ નથી, અર્થાત તેને હંમેશાં સફળતા જ સાંપડે છે.

ઉન્નતિને માર્ગે વિચરતા અને વિચરેલા મહાપુરૂષોના જીવન તપાસીએ તો તેઓ સઘળા આનંદી સ્વભાવના જ માલમ પડશે. ભારતના ભાગ્ય વિધાતા મહાત્મા ગાંધીજીનું મુક્ત હાસ્ય જગતથી કયાં અજાણ્યું છે? અને એ મુક્ત હાસ્યે જગતના કેટલાં મનુષ્યોનાં અંતર જીતી લીધાં છે એ પણ આપણાથી કયાં અજાણ્યું છે? જ્યાં બીજા મનુષ્યો નિષ્ફળતા દેખે છે ત્યાં ઉત્સાહી અને આનંદી મનુષ્ય સફળતાનાં જ દર્શન કરે છે, જ્યાં ઈતર માણુસોને અંધકાર જણાય છે ત્યાં ઉત્સાહી માણુસને સઘળે જ પ્રકાશ જણાય છે. જગત સૃષ્ટા પોતે જ આનંદ સ્વરૂપ હોઈ મનુષ્યોને સુખી અને ઉન્નત થવામાં આનંદી બનવાની અવશ્ય આવશ્યકતા છે જ એમાં શંકાને સ્થાન જ નથી.

## ૮. ભૂતકાળને ભૂલી જાવ.

જગતમાં સુખની શોધ કરતા હરેક મનુષ્યે પ્રત્યેક અસુખકરં વસ્તુને, પ્રત્યેક કટુ અને દુઃખદાયક સ્મરણ કરાવનાર વસ્તુને, પ્રત્યેક નિરાશા અને ઉદાસીજનક વિચારને હંમેશને માટે પોતાના સ્મરણમાંથી દુર કરી દેવો જોઇએ. જો માનવજીવનમાં આપણે માત્ર આપણા મનને સુંદર, ઉત્તેજક અને પ્રોત્સાહક વિચારોથી ભરપૂર રાખી શકીએ તો આપણા જીવનની કાર્યશકિત ઘણી જ વધી જાય.

કેટલાક મનુષ્યો પોતાના જીવનના ખરાબ પ્રસંગોને જ હંમેશાં સ્મૃતિમાં રાખી હંમેશને માટે દુઃખી થયાં કરે છે, તેઓ સદાસર્વદા શોકજનક વાતો જ કર્યા કરે છે. તેમના પર ગુજરેલી કે અવશ્ય ગુજરવાની આપત્તિની વાતો તેઓ કરતા માલમ પડે છે. તેઓ જે અકસ્માતો, મૃત્યુના મુખમાંથી થયેલા બચાવો, હાનિઓ અને દુઃખોમાંથી પસાર થયા હોય તેની જ વાતો આપણે તેમના મુખેથી સાંભળ્યા કરીએ છીએ. દુઃખમય દિવસોની તેમનાં મગજ પર એવી છાપ પડી ગયેલી હોય છે કે તેઓ સર્વ કાળ દુઃખમય અવસ્થામાં જ ગાળે છે. આવા લોકો કદાપિ સુખી કે સંપત્તિવાન થઇ શકતા જ નથી અને તેને માટે સફળ પ્રયત્ન પણ કરી શકતા નથી.

બીજી તરફ કેટલાક મનુષ્યો આનાથી વિરૂદ્ધ પ્રકૃતિના માલુમ પડે છે. તેઓ હંમેશાં પોતાના જીવનની સારી વસ્તુઓ, સારો સમય અને સારા અનુભવોની જ વાતો કરે છે. આવી જાતના મનુષ્યો પર અનેક પ્રકારની આપત્તિઓ, હાનિઓ અને

દિલગીરીઓ આવી પડવા છતાં પણ તેઓનું વર્તન એવું હોય છે કે જાણે તેઓએ તેમના જીવનમાં સદ્ભાગ્ય અને સુખ સિવાય બીજું કાંઈ ભોગવ્યું જ નથી. દુઃખનો તો તેઓના મુખેથી એક શબ્દ પણ સંભળાતો નથી. આવા જ મનુષ્યો સદાને માટે સુખી થઈ શકે છે અને બીજાને સુખી અને આબાદ બનાવી શકે છે. અન્યની આગળ કેવળ આનંદમય વાતો જ કરવાની ટેવ એ મનમાં નિરંતર, ઉદાર, પ્રેમમય અને આનંદી વિચારો ધારણ કરવાનું પરિણામ છે. મનુષ્યનું મગજ તિમિરમય વિચારો જ ગ્રહણ કર્યા કરે તો જીવનમાં માત્ર અંધકાર જ ફેલાય છે. સખ્ત, અનુદાર અને દુઃખી વિચારો ધારણ કરવાથી મનુષ્ય ઉદાસ, સખ્ત હૃદયી અને સંકુચિત મનનો બની જાય છે.

આપણાં મનને નિયમિત બનાવવું અને તેમાંથી સઘળા હાનિકારક વિચારો—જીવનમાં સંઘર્ષણ અને અશાંતિ ઉત્પન્ન કરનાર, નિરાશા, સંકોચ અને કેવળ અંધકાર ફેલાવનાર વિચારો દૂર કરવા એ ઉન્નતિના માર્ગે વિચરવા માટે આપણું એક અગત્યનું કર્તવ્ય છે. કોઈ પણ માણસનું મન જ્યારે દુઃખદ અથવા ખરાબ વિચારોથી ઘેરાયેલું હોય ત્યારે તે સારૂં કાર્ય કરી શકતો નથી. માનસિક આકાશ સ્વચ્છ હોવા સિવાય આપણે ઉત્સાહ, આનંદ, સ્પષ્ટતા અને શ્રેષ્ઠતાપૂર્વક કોઇ પણ માનસિક મહાન કાર્ય કરી શકતા જ નથી. આપણાથી બનતો સઘળો જ પુરૂપ પ્રયત્ન કરવા માટે આપણે આપણા મનને આનંદ, સૌંદર્ય, સત્ય અને હર્ષમય તથા પ્રોત્સાહક વિચારોથી ભરેલું રાખવું જોઇએ આપણને દુઃખી અને અશાંત બનાવનાર હરકોઇ વસ્તુ, આપણી સ્વતંત્રતાને સંકુચિત બનાવનાર દરેક

વસ્તુ, આપણુને ચિંતાથી ઘેરી લેનાર તમામ વસ્તુનો આપણે તત્કાળ નાશ કરી નાખવો જોઇએ.

આપણે યાદ રાખવું જોઇએ કે જે વસ્તુ દ્વારા આપણુને કોઇ લાભ થનાર ન જ હોય, જે દ્વારા આપણી પ્રગતિ અટકી જાય અને આપણે દુ:ખી થઇએ એવા પ્રત્યેક અનુભવને વીસરી જતાં આપણે શીખવું જોઇએ. આપણે ગમે એટલી મોટી ભૂલ જાણ્યે અજાણ્યે કરી હોય તો પણ તેને ભૂલી જવામાં જ આપણું હિત સમાયેલું છે. તેનું વારંવાર સ્મરણ કરવાથી આપણુને નુકશાન જ છે. એકાદ હતભાગી ભૂલનો સદુપયોગ માત્ર એટલો જ છે કે કોઇ વધારે સારા કાર્યનો પ્રારંભ કરતી વખતે એવી ભૂલ ફરી ન થાય એની આપણુને ચેતવણી મળે છે. ઇજાઓ વિષે ચિંતન કરવાથી, સંકટો વિષે વિચાર કરવાથી અને નિષ્ફળતાઓ વિષે ચિંતા કરવાથી કાંઇ જ લાભ ન થતાં કેવળ હાનિ જ થાય છે. અસુખકર વિચાર અને અનુભવને તો આપણે આપણા અંતરમાંથી સદાને માટે વિદાય આપી દેવી જોઇએ. આપણી જ શાંતિ, સુખ અને ઉન્નતિના શત્રુઓને આપણે પોતે તો કદાપિ જરાપણ આશ્રય ન જ આપવો જોઇએ.

જો આપણે આ જગતમાં વસતા બીજા આપણી જ જાતિના માનવબંધુઓ પ્રત્યે સખ્ત હૃદય અને માયા રહિત વિચારો ધરાવતા હોઇએ, આપણુને કોઇએ નુકશાન કર્યું હોય તેના પર વૈર લેવાનો આપણે પ્રયત્ન કરતા હોઇએ અથવા ઇર્ષા, દ્વેષ કે એવી જ વૃત્તિઓથી પીડાતા હોઇએ તો આવી નાશકારક વૃત્તિઓને અને આવી દુ:ખકર લાગણીઓને આપણે સત્વરજ હાંકી

કાઢવી જોઇએ, કારણ કે એમાં પુરૂષત્વ રહેલું નથી, મિત્રતા કે મનુષ્યત્વ રહેલું નથી. એવા વિચારો તો કેવળ નીચ અને પતિત માણુસો જ ધરાવે. જે માણુસ જગતમાં કોઇપણ મહત્તા મેળવવા માગતો હોય તેને આવા અયોગ્ય વિચારો જરાય શોભે નહિ. આપણા જ માનવબંધુ પ્રત્યે ધિક્કાર યા તિરસ્કાર ધારણ કરવાથી આપણી પોતાની પ્રકૃતિને હાનિ થાય છે અને તે આપણને સ્થૂલ અને પાશવ વૃત્તિના બનાવે છે. બીજાના પ્રતિ માયાળુપણું, પ્રેમ, પરોપકાર, ઉદારતા, અને મહત્તાના વિચાર જીવનને ઉચ્ચ બનાવે છે, ચારિત્ર્યને સુધારે છે, પ્રકૃતિને ઉત્તમ બનાવે છે અને આપણી આબાદીનાં દ્વાર ઉઘાડાં કરે છે. આપણી મનોવૃત્તિ આપણા જીવનને પોતાનો રંગ આપે છે, આપણી મનોવૃત્તિ જેવી હોય છે તેવું વર્તન આપણે બીજાઓ પ્રત્યે કરીએ છીએ. જો આપણા મનમાં તિરસ્કાર ભરેલો હોય તો આપણે બીજાઓને તિરસ્કારની દ્રષ્ટિથી જોઇએ છીએ. જો આપણા મનમાં વૈરવૃત્તિ હોય તો આપણે બીજાઓ પ્રત્યે વૈર લેવાને તત્પર બનીએ છીએ. જેવા આપણા આદર્શો હોય તેવા જ આપણે બનીએ છીએ. જે માણુસ બીજાઓને નીચ ધારે છે, જે હંમેશાં બીજાંના કાર્યો પર ટીકા કરે છે, તેમના હેતુઓ વિષે શંકા ધારણ કરે છે અને તેમના પર હલકા સ્વાર્થી ઉદ્દેશોનું આરોપણ કરે છે તે પોતે જ કદાપિ સુખી કે આબાદ યા મહાન થઈ શકતો નથી.

આપણે કોઇક હાનિ, અપમાન કિંવા ઈજાના વિચારથી કોઈ પ્રત્યે તિરસ્કાર ધારણ કરવો ન જ જોઇએ. તિરસ્કારના વિચારો જ મગજને વિષમય બનાવી દે છે, તેઓ આપણને

ભ્રષ્ટ કરી નાખે છે. હૃદયની કટુતા આપણા સમગ્ર શરીરને દૂષિત કરે છે. દુઃખદ વસ્તુઓ વિષે નિરંતર વિચાર કરવાથી આપણી શક્તિ હણાઈ જાય છે. અને આપણું કરવાનું કાર્ય સામર્થ્ય ઘટી જાય છે. દુઃખદ વિચારો એ આપણા તારૂણ્યના, સુખના અને સફળતાના શત્રુ હોઈ આપણે તેનો નાશ કરવો જ રહ્યો.

આપણી કાર્યશક્તિને સંકુચિત બનાવનાર અને આપણા કાર્યમાં વિક્ષેપ નાખનાર કોઈપણ દુઃખદ વસ્તુનું સ્મરણ આપણે કરવું ન જ જોઇએ. પ્રગતિ કરવી એ જ આપણું મહાન લક્ષ્ય હોઇ, આપણા જીવનમાં આપણને અવનતિને માર્ગે દોરી જનાર અને ઉન્નતિને માર્ગેથી અટકાવનાર દરેક વસ્તુનો ત્યાગ કરવો જ ઘટે. આપણા ધ્યેયની સિદ્ધિ કરવા આપણે આપણા મનને વિશાળ અને ઉદાર બનાવવું જોઇએ. અપમાન અને હાનિઓને ભૂલી જઈ તિરસ્કારને હાંકી કાઢવો જોઇએ. આપણે આપણી ઉદાર વૃત્તિ પ્રત્યેક માણસને બતાવી આપવી જોઇએ. અન્ય માણસો આપણને ગમે તે કરે અથવા ગમે તેમ બોલે તો પણ આપણે આપણી આનંદી, માયાળુ અને પરોપકારી પ્રકૃતિનો ત્યાગ ન કરવો જોઇએ. શત્રુઓને પણ આપણે માયાળુ, ઉપકારક અને સહાનુભૂતિના વિચારોથીજ જીતી લેવા જોઇએ.

સુખ અને દુઃખથી ભરેલા આ સંસાર સમુદ્રને સુલભ-તાથી તરી જવા માટે આપણે દુઃખને ભૂલી જતાં શીખવું જોઇએ. આપણા દુઃખોની વાતો બીજાને કહી તેને પણ દુઃખી ન કરવો જોઇએ. રૂદન કરવાના પ્રસંગે પણ આપણે તો હાસ્ય

કરતાં શીખવું જોઈએ. પ્રત્યેક સંકટની સામે સ્મિત કરતાં શીખવું જોઇએ. આપણી પાસેથી દરેક મનુષ્યને સુખદ શબ્દ અને આનંદમય વિચાર લઇનેજ જવા દેવો જોઈએ. સુખજ સુખને જન્મ આપે છે, કમભાગ્ય પર વિલાપ કરવાથી કાંઈજ વળતું નથી. બળવાન અને ઉચ્ચ ઉદ્દેશ નિર્બળ અને હલકા ઉદ્દેશને હાંકી કાઢવાની શક્તિ ધરાવે છે એ સૂત્રને યાદ રાખી આપણે સત્વર આપણા માનસિક વાતાવરણમાંથી શંકા. અને નિરાશા, ચિંતા અને વ્યગ્રતા તથા અનિશ્ચિતતાનાં સમસ્ત કાળાં વાદળોને દુર કરી નાખવા જોઈએ. મનને સત્યથી ભરેલું રાખવું એ અસત્યને દૂર કરવાનો માર્ગ છે; અને મનને શાંતિ અને પ્રેમના વિચારથી પરિપૂર્ણ રાખવું એ અશાંતિ ટાળવાનો ઉપાય છે. સત્ય અને સૌંદર્ય, આનંદ અને હર્ષ, શાંતિ અને શુભ હેતુ, અને સ્વસ્થતા તથા આરોગ્યના વિચારો એજ ઉન્નતિના અચૂક ઉપાયો છે!

## ૯. વિજય આપણોજ છે!

મનુષ્યમાત્રનું પવિત્ર કર્તવ્ય પોતાની જાતને ઇજ્જત અને સ્વતંત્રતાની સ્થિતિમાં મુકવી એજ છે. આપણે આપણા તેમજ આપણા કુટુંબના ભરણ પોષણ માટે સ્વતંત્ર રીતે નિર્વાહ ચલાવવો અને જનસમાજમાં આબરૂભેર રહેવું એ આપણું પ્રથમ કર્તવ્ય છે. આપણે કોઇના ઉપર બોજારૂપ થઈ ન પડીએ અને પોતાના આશ્રિતોને સંપૂર્ણ સંતોષ આપી શકીએ એટલા માટે આપણે અખંડ પરિશ્રમ ઉઠાવવો જોઇએ. આપણે મહાન કાર્યો—ઉત્તમ કાર્યો કરવાનેજ જન્મ્યા છીએ એ હંમેશાં યાદ રાખવું જોઇએ. સંપન્નાવસ્થાની માગણી કરવાનો આપણો જન્મ સિદ્ધ હક્ક છે અને તેથી તે માગણી આપણે બેધડક, કોઇપણ પ્રકારની આશંકા સિવાય કરવી જોઇએ. આપણી ઇચ્છાઓને સંકુચિત કરવાથી અને આપણી પ્રાપ્તિના જથ્થાને મર્યાદિત માનવાથી આપણે નાની નાની વસ્તુઓજ મેળવી શકીશું. સંપૂર્ણ પદાર્થો માગવાની હિંમત આપણામાં નહિ હોવાથીજ આપણે મહાન વસ્તુઓના પ્રવેશ માટે આપણાં સંકુચિત મનનાં દ્વાર વિકસાવી શકતા નથી. આપણી માનસિક સ્થિતિ અત્યંત મર્યાદિત હોઈ અને આપણું આત્મદર્શન ઘણુંજ સંકુચિત હોઈ આપણે સંકોચ અને મર્યાદાનોજ વિચાર કાયમ કર્યા કરીએ છીએ. જો આપણે શ્રદ્ધાપૂર્વક અને અંતઃકરણ-પૂર્વક મહાન વસ્તુઓનીજ ઇચ્છા કરીએ તો આપણે જરૂર તેની પ્રાપ્તિ કરી શકીએ.

આપણા સર્જનહારની શક્તિ, સામર્થ્ય અને સમૃદ્ધિ

અપાર હોઈ તે આપણને કોઈપણ વસ્તુ અત્યંત ઉદારતાપૂર્વક આપવા તૈયારજ છે. પરમાત્માના બહોળા દાનમાં કાંઈપણ પ્રતિબંધ કે મર્યાદા હોતાં જ નથી. આપણી માગણીઓ પૂરી કરવાથી ઈશ્વરના ભંડારો કાંઇ ખૂટી જતા નથી. આપણા અંતઃકરણની ઇચ્છાઓ અને માગણીઓ પૂરી કરવી એ જ તેનો નિયમ છે. આપણે ઘણું ઘણું માગીએ તેથી કાંઈ તેના ઘરમાં ખાડો પડી જતો નથી. પરમાત્મા તો કલ્પવૃક્ષ હોઇ આપણે તો ફક્ત સારૂં ચિંતવન જ કરવાનું છે !

જ્યારે આપણને પ્રતિતિ થાય છે કે પ્રત્યેક વસ્તુ પરમાત્માના મહાન અમર્યાદ ભંડારમાંથી આપણા તરફ પૂરતા પ્રમાણમાં આવે છે, જ્યારે આપણે તે અનંત શક્તિની સાથે સંપૂર્ણ તાદાત્મ્ય પ્રાપ્ત કરીએ છીએ, જ્યારે આપણે આપણામાંથી પશુવૃત્તિને હાંકી કાઢીએ છીએ, અને અપ્રમાણિકતા, સ્વાર્થ તથા અપવિત્રતા રૂપી કચરાને બાળી નાખીએ છીએ ત્યારે આપણને પરમાત્માની પરમ પ્રસન્નતાની પ્રાપ્તિ થાય છે અને આપણી સર્વે સદ્ ઇચ્છાઓ પુરી થાય છે. જ્યારે આપણા જીવનમાંથી અન્યાય—આપણા માનવબંધુઓના ભોગે લાભ લેવાની ઇચ્છા દુર થાય છે ત્યારે આપણે ઇશ્વરની એટલા બધા નજીક પહોંચીએ છીએ કે વિશ્વમાંની સમસ્ત સદ્ વસ્તુઓ આપોઆપ જ આપણા ચરણમાં આવીને પડે છે. આપણું કર્તવ્ય એ જ છે કે આપણે ખોટા વિચારો અને ખરાબ કૃત્યો વડે એ પ્રવાહને આપણા તરફ આવતો અટકાવવો ન જોઇએ.

જ્યારે આપણે સંકુચિતપણાને બદલે ઉદારતાની કળા શીખીએ છીએ, અને જ્યારે આપણે મર્યાદિત વિચારથી આપણી

જાતને સંકુચિત બનાવતા અટકીએ છીએ ત્યારે આપણને જણાઇ આવે છે કે આપણી પ્રગતિના પંથ નિષ્કંટક ખુલ્લા જ પડયા છે. અત્યાર સુધી આપણે જ તે જોઈ શકતા ન હતા!

આપણી મનોવૃત્તિ, આપણું માનસિક ચિત્ર—આપણે જે સત્ય વસ્તુને—જે ઉન્નતિને શોધીએ છીએ તેને અનુરૂપ જ હોવી જોઇએ. ઉન્નતિનો પ્રારંભ આપણા મનમાંથી જ થતો હોઇ જો આપણું ચિંતન તેનાથી ઉલટા પ્રકારનું હોય તો ઉન્નતિ સાધવી અશક્ય થઈ પડે છે. ગરીબાઇના વિચારો સેવવાથી આપણે આપણા તરફ સંપન્નાવસ્થાને આકર્ષી શકતા નથી. એક વસ્તુને માટે કાર્ય કરવું અને આશા બીજી જ વસ્તુની રાખવી એ કેવળ અયોગ્ય જ છે. આપણે કેટલીક વખત એમ માનીએ છીએ કે આ જગતમાં ધનાઢ્ય લોકો પાસે જે ભોગ વિલાસનાં સાધનો છે તે આપણે મેળવી શકીએ તેમ નથી. આ માન્યતાથી આપણે આપણી પોતાની જાતને જ ઉતારી પાડીએ છીએ, અને પરિ-ણામે આપણી અને સંપન્નાવસ્થાની વચ્ચે અંતર વધતું જ જાય છે. આવી માન્યતાથી આપણે ઇશ્વરના નિયમને માટે લાયક રહેતા નથી. જે વસ્તુની પ્રાપ્તિ આપણે માટે આપણે શક્ય માનતા નથી તેની પ્રાપ્તિ આપણે કયા નિયમને આધારે મેળવી શકીએ? સુખ અને સંપત્તિ અમારે માટે નથી જ એમ માની બેસનારો તેની પ્રાપ્તિ કયા સિદ્ધાંતથી કરી શકે?

વિશ્વકર્તાએ આ વિશ્વની સમસ્ત વસ્તુઓ તેના સંતાનો માટે જ ઉત્પન્ન કરેલ છે, છતાંપણ જો આપણે તેની પ્રાપ્તિ ન કરી શકીએ તો તેનું કારણ એ જ છે કે આપણે આપણી જાતને મર્યાદિત બનાવી દીધેલ છે. સૃજનહારની સૃષ્ટિમાં

મનુષ્યોને માટે રંકતા, તંગી અથવા ન્યૂનતા તો છે જ નહિ. કોઈપણ મનુષ્ય પર રંક રહેવાની ફરજ તેણે મુકી જ નથી, તેમજ તેની પાસે સામગ્રીનો પણ કાંઈ તોટો નથી. માત્ર આપણા પોતાના અવરોધકારક મર્યાદિત વિચારોને લીધે જ આપણે સંપન્નાવસ્થાની વચ્ચે પણ ગરીબાવસ્થામાં સડીએ છીએ!

વિચારો એ વસ્તુઓ છે. તેઓ મનુષ્યજીવનમાં મિશ્રિત થઈ જાય છે અને આપણાં ચારિત્ર્યનું એક અંગ બને છે. જો આપણે ભય અને તંગીનાજ વિચારો કરીશું તો આપણા જીવનની એજ સ્થિતિ બની રહેશે. જેમ તેમ કરીને પેટ ભરવું, જેમ તેમ કરીને નિર્વાહ ચલાવવો અને જીવનને ઉન્નત બનાવવાને બદલે નિર્વાહ ચલાવવામાંજ આપણો સર્વ સમય ખર્ચી નાખવો એ માટે આપણો જન્મ નથી, આપણે તો સુસંપન્ન, સંપૂર્ણ, સ્વતંત્ર અને સુંદર જીવન ગાળી, મનુષ્ય–જીવનને સફળ બનાવનારાં મહાન કાર્યો કરવા જન્મ્યા છીએ એ ભૂલવું ન જોઇએ. જો આપણે સર્વ પ્રકારે કુદરતી નિયમને અનુસરતા હોઈએ તો નિર્વાહ એતો માત્ર આપણી જીવનરચનાની એક સાધારણ ઘટનાજ બની જાય. આપણી સાચી મહત્વાકાંક્ષા તો ઉત્તમ પંક્તિના અને સુંદર મનુષ્ય બનવું એજ હોઈ આપણે રંકતાના વિચારને રૂખસદ આપી દઈ ઉન્નતિના વિચારોનેજ સ્થાન આપવું જોઇએ. આપણી પ્રકૃતિને અનુરૂપ એવી જે સુસંપન્નાવસ્થા તેનાજ ચિંત્વનમાં આપણે વળગી રહેવું જોઇએ.

આપણે પરમાત્માના બાળકો હોઈ દુર્દશામાં પડયાં રહેવા સર્જાયાં નથી, પરંતુ ઉન્નતિના આકાશમાં વિહરવા માટેજ જન્મ્યા છીએ. આપણે રંકતામાં ફસી રહેવાને નહિ પરંતુ

અધિક મોટાં—અધિક ભવ્ય કામો કરવાને જન્મ્યા છીએ. માત્ર રંકતાના વિચારેજ આપણને મર્યાદિત બનાવી દીધા છે. જો આપણે આપણા જીવન વિષે—આપણા જન્મસિદ્ધ હક્ક વિષે વિશેષ વિસ્તૃત અને ભવ્ય વિચાર ધરાવતા થઇએ, જો આપણે શોક, સંતાપ,. બકવાદ, પ્રમાદ અને બહાનાંને બદલે સીધેસીધા આપણા ઉચ્ચ વારસાની માગણી કરીએ, સમસ્ત સારી, સુંદર અને સાચી વસ્તુઓની માગણી કરીએ, તો આપણે પણ બીજા શ્રીમાનો અને મહાન પુરૂષોના જેવું જીવન બનાવી શકીએ. જો આપણી શ્રદ્ધા સંકુચિત ન હોય, જો આપણા જન્મસિદ્ધ હક્ક વિષેનો આપણો વિચાર હલકો ન હોય તો આપણે દરિદ્ર રહીએજ નહિ.

આપણા હાલના સંયોગો, આપણી હાલની નિર્ધનતા કે ધનિકતા, આપણા હાલના મિત્રો કે શત્રુઓ, આપણું હાલનું સુખ કે દુઃખ એ સર્વે મોટે ભાગે આપણા પોતાનાજ વિચારનું પરિણામ છે. તે જ પ્રમાણે વર્તમાનમાં જેવા વિચાર આપણે સેવીશું તેવાજ ભવિષ્યમાં આપણે બનવાના છીએ. જો આપણે તંગી વિષે ઝાઝો વિચાર કરીશું તો આપણી ભાવિ પરિસ્થિતિ પણ તેવીજ બનશે. જો આપણે ઉદાર અને વિશાળ વિચાર કરીશું, જો આપણે સંપન્નાવસ્થા અને ઉન્નતિ વિષેજ વધુ વિચાર કરીશું તો આપણે તેવોજ પ્રયત્ન પણ કરી શકીશું, અને આપણી આજુબાજુના સંયોગોનું વાતાવરણ પણ તેવાજ પ્રકારનું બની જશે, અર્થાત વર્તમાનમાં આપણે જેવા વિચાર અને આચરણ રાખીશું તેવાજ ભવિષ્યમાં બનીશું.

દુઃખની વાત છે કે આપણી શક્તિઓ વિષે આપણે જેવા

સારા અભિપ્રાય ધરાવવા જોઇએ તેથી અર્ધા પણ સારા અભિપ્રાય આપણે ધરાવતા નથી. આપણે જેટલું કાર્ય કરી શકીએ તેમ છીએ તેથી અર્ધું પણ કરવાની આપણે હિંમત ધરી શકતા નથી. આપણે પરમાત્મા પાસે જેટલું માગવાને હક્કદાર છીએ તેથી અર્ધા ભાગની પણ માગણી કરી શકતા નથી. અને એજ કારણથી આપણે ઘણી થોડી વસ્તુઓ મેળવી શકીએ છીએ. આ જગતમાં પુષ્કળ સંપત્તિ અને સાધન પરમાત્માએ આપણે જ માટે સરજેલું હોવા છતાં આપણે તેને માટે લાયક થઇને તેની માગણી કરતા નથી તેથી જ આપણે સત્વ વિનાના, પરતંત્ર અને દુઃખી રહીએ છીએ. આપણે કદાચ કાંઇક માગીએ છીએ તોપણ તે એક રાજપુત્રની પેઠે નહિ પણ ભિખારીની પેઠે માગીએ છીએ અને તેથી જ આપણે રોટલાના ટુકડાથી રીઝવું પડે છે. આપણે તો આપણા અંતરમાં કોતરી રાખવું જોઇએ કે પૂર્ણ ઉન્નતિની અવસ્થા જ આપણા જીવનનો હેતુ છે. આપણે અજ્ઞાન અને દારિદ્રયમાં રહેવા માટે જન્મ્યા જ નથી. આપણે જે વસ્તુ કે સ્થિતિને ઇચ્છતા હોઇએ તે પર આપણું ચિત્ત એકાગ્ર કરવાથી અને તે મેળવવાની આપણી શક્તિ વિષેની સઘળી આશંકાઓ દુર કરવાથી આપણે જરૂર તેની પ્રાપ્તિ કરી શકીશું. રંકતા એ માનસિક વ્યાધિ હોઇ આપણે તે વ્યાધિમાંથી મુક્ત થવા માટે આપણી મનોવૃત્તિને બદલી નાખીને રંકતાના ક્ષુદ્ર, સંકુચિત અને મર્યાદિત વિચારને બદલે સુસંપન્નાવસ્થા અને સુખ સ્વાતંત્ર્યના વિચારને સ્થાન આપવું જોઇએ. આપણે ઉન્નતિશાળી થવા માટે પ્રથમથી જ એમ માનવું જોઇએ કે હું ઉન્નત થતો જાઉં છું. શંકા અને

ભયનો ત્યાગ કરી દ્રવ્ય પ્રાપ્ત કરવાની આપણી શક્તિ વિષે આપણે શ્રદ્ધા રાખવી જોઇએ. રંકતા વિષે આપણે વાત કે વિચાર પણ ન જ કરવો ઘટે, રંકતાના ડરથી, તંગીમાં આવવાના સંભવો વિષે ચર્ચા કરવાથી, નિર્વાહનાં પૂરતાં સાધનના અભાવ વિષે બોલવાથી અને રંકતા વિષે જ વાતો કર્યા કરવાથી ઘણા માણસો પોતાને રંક રાખે છે. આપણે એ સઘળાનો ત્યાગ કરવો જોઇએ.

સુખી અને સંપત્તિવાન થવા ઇચ્છનારે પોતાનું ભાવી ગમે એટલું કાળું દેખાતું હોય, અને સંયોગો ગમે એટલા ખરાબ હોય તોપણ જે જે વિરોધી વસ્તુ સ્થિતિના વિચારો મનમાં પેસવા માગતા હોય તેના તરફ તો તેણે નજર પણ ન કરવી જોઇએ. આપણને ગુલામ બનાવનારી અને આપણી સર્વોત્તમ શક્તિને બહાર આવતાં અટકાવનારી કોઈપણ વસ્તુસ્થિતિના ચિંતનને આપણે આપણા મનમાં પેસવા દેવું ન જ જોઇએ. રંકતા અને તંગીના વિચારોથી ઉન્નતિ કદાપિ સાધી શકાતી નથી. જો આપણાં આદર્શો અને માન્યતા ક્ષુદ્રતા દરિદ્રતાનાં હશે તો આપણી સ્થિતિ પણ તેવી જ રહેશે. જેની આપણે આશા રાખીશું તે જ આપણને પ્રાપ્ત થશે. આથી રંક સ્થિતિમાં રહેવાનો પૂર્ણ અથવા અર્ધ વિચારનો સદંતર ત્યાગ કરી ઉન્નતિના શિખર તરફ જ દ્રષ્ટિ રાખી તે જ માર્ગે આપણે વિચરીશું તો જરૂર ત્યાં પહોંચી શકીશું.

પ્રત્યેક કાર્યનું મૂળ યાને શરૂઆત મનમાં જ રહેલ છે. આપણા જીવનમાં જે કાંઈ કાર્યો આપણે કરીએ છીએ તે સર્વેની પૂર્વે કોઈપણ પ્રકારનું માનસિક ચિત્ર તો આપણે તૈયાર કરેલું હોય છે જ. જે માણસ ઉન્નતિની ઇચ્છા રાખે છે તે સતત

પોતાના મનમાં ઉન્નતિની ઇમારત બાંધે છે. પ્રથમ તો આપણે આપણા મનમાં ઉન્નતિનું ચિત્ર યોગ્ય રીતે ચીતરવું જોઇએ. માનસિક ચિત્ર યોગ્ય રીતે દોરાયું હોય તો જ સફળતા મળે છે. માટે તેની યોગ્યતા વિષે દ્રઢતા કરી લેવી જોઇએ.

ઉન્નતિના પંથે વિચરવા માટે આપણે રંકતા અને તંગીના વિચારોનો ત્યાગ કરી દઈ, સુખ, સંપત્તિ અને સુચારિત્ર્યનો જ આદર્શ, વિચાર અને પ્રયાસ ધારણ કરી લેવો જોઇએ, ઇશ્વર જેવો અખૂટ સંપત્તિમાન અને મહા ઉદાર આપણો દાતા હોઇ તેની સાથે જો આપણે ગાઢ સંસર્ગમાં આવીશું તો સમૃદ્ધિ અને સંપત્તિના એવા મહા ભંડારો આપણા તરફ ખેંચાઈ આવશે કે આપણે આશ્ચર્ય પામી જઇશું અને ત્યારબાદ દરિદ્રતાને ઓળખી શકીશું પણ નહિ.

આપણું માનસિક દારિદ્રય જ આપણને રંક રાખતું—બનાવતું હોઈ જો આપણે માનસિક ઇમારત સારી રીતે બાંધીશું તો બાહ્ય ઇમારત પણ સારી જ બાંધી શકીશું. મનની પ્રકૃતિ ઉપર જ ઉન્નતિનો આધાર રહેલો છે. જગતના મહાપુરૂષો ક્રાઇસ્ટ, મહંમદ, જરથોસ્ત, બુદ્ધ, શંકરાચાર્ય, ચૈતન્ય, પ્રતાપ, શિવાજી દયાનંદ અને ગાંધીજી એ પોતાના મનમાં એવી તો મજબુત અને ચોકકસ પરિસ્થિતિઓ ઘડેલી છે કે જે માત્ર પોતાની જ નહિ પરંતુ સારાયે જગતની ઉન્નતિ સાધી રહેલ છે. મહાપુરૂષોની મુખ્ય ખુબી અને પરિશ્રમ મનોમય ચિત્ર ખડું કરવામાં જ રહેલાં છે. તેઓ પોતાની મહત્વાકાંક્ષાને એટલી તો વિશાળ, ઉન્નત અને બળવાન બનાવે છે કે તેનાં મીઠાં ફળ સારાયે જગતમાં પ્રસરી જાય છે.

આથી સિદ્ધ થાય છે કે ઉન્નત થવા માટે આપણે ઉન્નતિની ભાવના ધારણ કરવી જ જોઈએ. સ્થૂળ ઉન્નતિ મેળવ્યા પૂર્વે મનોમય ઉન્નતિ તો આપણે મેળવવી જ જોઇએ. આપણા દેખાવ અને રીતભાતમાં, આપણા આચાર અને વિચારમાં આપણો વિશ્વાસ અને નિશ્ચય તરી આવવો જોઇએ. ઉદારતાના નિયમોને અનુસરવાથી જેટલું સારૂં પરિણામ આવશે, તેટલું સારૂં મખ્ખીચુસપણે પૈસાનો લોભ કરવાથી આવનાર નથી. આપણે જે વસ્તુનું ચિંતન કરીએ છીએ તે જ વસ્તુની પ્રાપ્તિ આપણે કરનાર હોઈ, રંકતા, અભાવ અને તંગીનું ચિંત્વન દુર કરી, આપણી આંતરિક, માનસિક રંકતાને જીતી લઇ, ઉન્નતિના ચિંત્વનમાં મશગુલ બનવું જોઇએ. સુખી અને સમૃદ્ધિવાન થવા માટે મનુષ્યજીવન સાફલ્ય બનાવવા માટે, ઉન્નતિની ટોચે પહોંચવા માટે માનસિક અવનતિનો ત્યાગ કરી નિધડકપણે પ્રગતિના પંથે વિચરીશું તો વિજય આપણો જ છે.

## ૧૦. ઉચ્ચ આદર્શ અને અમર આશા.

"વાવે તેવું લણે" એ જગતસૃષ્ટાનો નિયમ હોઇ જો આપણે ઉન્નતિનાં બીજ વાવશું તો ઉન્નતિ પામીશું. પરંતુ જો આપણે અવનતિનાં બીજ રોપી ઉન્નતિની આશા રાખીએ તો તે કેવળ અઘટિત જ છે. જે મનુષ્ય જેવું કર્મ કરે છે તેને સર્વફળપ્રદાતા પરમાત્મા તેવું જ ફળ અર્પે છે. ખરાબ કર્મ કરી સારાં ફળની આશા રાખીએ તો તે સફળ થનાર જ નથી. જો આપણે સુખી અને સંપત્તિવાન થવું હોય, જો આપણે રિદ્ધિ અને સિદ્ધિની પ્રાપ્તિ કરવી હોય, જો આપણે સામાન્ય જગતથી આગળ વધી પ્રગતિ સાધવી હોય તો આપણે ઉચ્ચ કોટિનો, પુરૂષાર્થ ખેડવો જોઇએ, મહાન કાર્યો કરવાં જોઇએ, ઉચ્ચ આદર્શો સેવવા જોઇએ. આપણે આપણી મનોવૃત્તિ આપણા પ્રયત્નને અનુસરતી બનાવવી જોઇએ. પ્રગતિ સાધવા માટે આપણે પ્રગતિ, ઉત્પાદક શક્તિ, કતૃત્વ શક્તિ, શોધક શક્તિ અને સૌથી વિશેષ સફળતાનો જ વિચાર કરવો જોઇએ. જો આપણે પ્રગતિની દિશામાં જવું હોય તો આપણે તે દિશા તરફ જ આગેકુચ કરવી જોઇએ. તેથી વિરૂદ્ધ દિશામાં જવાથી આપણે તેનાથી દુર અને દુર જઇએ છીએ તે આપણે યાદ રાખવું જોઇએ.

ઘણા લોકો શ્રીમંત બનવાને મથી રહ્યા હોય છે, છતાં તેઓ પોતાના અંતઃકરણમાં એમ જ માનતા હોય છે કે આપણે શ્રીમંત થઈ શકવાના જ નથી. આવી ભાવનાથી—માન્યતાથી તેઓ પોતે જ શ્રીમંતાઇને અશકય બનાવી મુકે છે. તેઓની ગરીબાઈની ભાવના, શંકા અને ભય તેઓને સમૃદ્ધિથી દુર

અને દુર જ રાખે છે. કમભાગ્યના વિચારો કરવાથી તેઓ નિષ્ફળતા અને પ્રતિકૂળતાનું જ વાતાવરણ ઉત્પન્ન કરે છે, અને સુખ–સમૃદ્ધિના માર્ગમાં પડેલાં કંટકોને દુર કરવાનું કાર્ય વધુ મુશ્કેલ બનાવે છે. કારણ કે જેમજેમ તેઓ કમનસિબનું ચિંતન કરે છે તેમતેમ તે તેમના આત્મામાં ઉંડું અને ઉંડું સ્થાન મેળવી લે છે. આપણા મનમાં જેવું ચિંત્વન હોય છે તેવી જ વસ્તુસ્થિતિ અને વાતાવરણ રચાય છે. જો આપણે પ્રત્યેક વસ્તુ તરફ આશાવંત દ્રષ્ટિથી, શંકાને બદલે શ્રદ્ધા અને ખાત્રીની દ્રષ્ટિથી જોઇશું તો આપણે જરૂર મનોવાંચ્છિત ધ્યેયની સિદ્ધિ કરી શકીશું.

આશાવાદી મનુષ્ય ઉત્પાદક શક્તિવાળો હોય છે. આશાવાદી મગજનો પ્રકાશ પ્રત્યેક વસ્તુમાં જીવન, સૌંદર્ય અને વિકાસ પૂરે છે. આશાવાદી સ્વભાવના પ્રકાશમાં મનુષ્યની માનસિક શકિતઓ ઉગે છે અને વિકાસ પામે છે. નિરાશા નિષેધાત્મક છે. તે શકિતનો નાશ કરનાર અને વિકાસનું દમન કરનાર કારાગૃહ સમાન છે. જે મનુષ્યો હંમેશાં અનિષ્ટ અને નિષ્ફળતાની જ આગાહી કર્યા કરે છે તેમને ભયંકર યાતના ભોગવવી પડે છે. જો આપણે શ્રીમંત થવું જ હોય તો રંકતાનો ભય ત્યાગી સુખ અને સંપન્નાવસ્થાની જ આશા રાખતાં શીખવું જોઇએ. આપણે આપણા કામ પરત્વે જેવી મનોવૃત્તિ ધરાવીએ તે વૃત્તિને પરિણામ સાથે ગાઢ સંબંધ હોય છે. જો આપણે મહાન થવાની આશા વિના કાર્ય કરીશું, જો આપણુને આપણા કાર્યમાં માત્ર નિર્વાહ સિવાય કાંઇપણ ભાવિ આશા હશે નહિ તો આપણે આપણી સ્થિતિ સુધારી શકીશું નહિ. પરંતુ જો

આપણામાં શુદ્ધ મહાત્વાકાંક્ષા હશે, તે પૂર્ણ કરવાની આશા હશે તેમજ આપણી શકિત પર વિશ્વાસ હશે તો આપણે જરૂર આગળ વધી શકીશું. પોતાની કાર્યશકિત પર શ્રદ્ધા રાખી, પોતાના લક્ષ્ય પર સતત દ્રષ્ટિ રાખીને તેને પ્રાપ્ત કરવાને માટે હિંમતપૂર્વક પ્રયાસ કરનાર મનુષ્ય કદાપિ નિષ્ફળ થતો જ નથી. આપણે આપણા મનને ઉન્નત ઉત્તેજક સ્થિતિમાં રાખવાથી ધારેલું કાર્ય અવશ્ય પાર પાડી શકીશું.

"અમે પરમાત્માના દિવ્ય બાળકો છીએ અને વિજય, આરોગ્ય, સુખ અને ઉપયોગિતાને માટેજ જન્મ્યા છીએ" આવો નિશ્ચયાત્મક વિચાર ધારણ કરવાથી અને વિજય પ્રાપ્ત થવા વિષેની અખૂટ શ્રદ્ધાથી આપણે આપણી મનોકામના તત્કાળ સિદ્ધ થતી જોઈ શકીશું. પરાભવનું નામનિશાન ભૂંસી નાખી, દ્રઢ નિશ્ચય સહિત પોતાના લક્ષ્ય તરફ આગળ ધસતો મનુષ્ય ટુંક સમયમાંજ વિજય પ્રાપ્ત કરે છે, એમાં શંકાને સ્થાનજ નથી.

નિશ્ચયાત્મક મનુષ્યજ પોતામાં અને બીજામાં શક્તિ ઉત્પન્ન કરી શકે છે. કેટલાક મહાન મનુષ્યો પોતાના મનમાં એવા તો નિશ્ચયાત્મક હોય છે, એવા તો વિધેયાત્મક હોય છે અને તેમની હાજરીમાંજ એવી વિજયી શક્તિ રહેલી હોય છે કે સાધારણ જનસમાજ તો તેમના ચરણમાં આપોઆપજ ઢળી પડે છે! આવા નિશ્ચયાત્મક મનુષ્યોને જગત તુરતજ માર્ગ આપે છે. તેઓની હાજરી અનેક માણસો પર સત્તા ચલાવે છે અને તેઓના શબ્દો અનેક અંતઃકરણમાં મજબુત વિશ્વાસ ઉત્પન્ન કરે છે, અને અસંખ્ય મનુષ્યોને તેમના નેતૃત્વના ગુણની

પ્રતીતિ થઈ જાય છે. બીજી તરફ જે લોકો દુર્બલ, નિષેધાત્મક અને ઢંગધડા વગરના હોય છે તેઓ કોઈની પર છાપ પાડી શકતા નથી અને પોતાની ઉન્નતિ પણ સાધી શકતા નથી.

જે આદર્શ અનુસાર આપણે આપણું જીવન ઘડવા ઈચ્છતા હોઇએ તે આદર્શને આપણા અંતરમાં ઉંડું સ્થાન આપવું જોઇએ. ઉન્નતિનો અને સંપૂર્ણતાનો આદર્શ આપણા હૃદયમાં ધારણ કરવાથીજ આપણે તેની પ્રાપ્તિ કરી શકીશું. આપણે ઉત્તમ ગુણોને હંમેશાં આગળ રાખવા જોઇએ. અને એથી ઉલ્ટા વિરોધી ગુણોને દુર કરવા જોઇએ. કોઈ પણ ખરાબ વસ્તુસ્થિતિની શક્તિનો વારંવાર અસ્વિકાર કરવાથી અંતે તેનો નાશજ થાય છે, પરંતુ જો તેમ ન કરતાં તે પ્રતિકૂળ વસ્તુસ્થિતિને સ્વિકારી લઈશું, તેને ઉત્તેજન આપીશું તો તે આપણને ઘેરી લઈ આપણો માર્ગ રૂંધી નાખશે.

જ્યાં સુધી આપણો ઉદ્દેશ સિદ્ધ થાય નહિ, જ્યાં સુધી આપણી મનોકામના પુરી થાય નહિ ત્યાં સુધી આપણા અંતઃકરણમાં તે ઉદ્દેશને હંમેશાં જાગ્રત રાખવાથી તથા આપણાં જીવન પ્રવાહો અને આપણી સમસ્ત શક્તિઓને તેના તરફ વાળવાથી—એટલે કે તેનાજ ચિંતન અને કાર્યમાં રાખવાથી આપણને અત્યંત લાભ થાય છે અને આપણું ધ્યેય સિદ્ધ થાય છે ઘૃણા, ઈર્ષ્યા, દુરાગ્રહ, ક્રોધ વિગેરે અશાંતિદાયક તમામ વિચારો આપણા માર્ગના શત્રુઓ હોઇ આપણે તેઓનો ત્યાગ કરવો જોઇએ. અશાંતિ ઉત્પન્ન કરનારી કોઈ પણ વસ્તુ આપણા પ્રયત્નને પાંગળો બનાવી દે છે. કાર્યશક્તિને પુષ્ટ કરવા માટે આપણને મનઃશાંતિ, વિચાર સ્વાતંત્ર્ય અને

આનંદની અપેક્ષા છે. હિંમત, વિશ્વાસ અને નિશ્ચયના પ્રવાહો જ આપણને વિજય તરફ દોરી જનાર સાધનો છે. નિષ્ફળતા પામેલા મનુષ્યો જો પોતાના મનમાંથી નિષ્ફળતાના વિચાર પ્રવાહો દુર કરી શકે તો તેમને અવશ્ય વિજય પ્રાપ્તિ થાય. મનમાંથી દુઃખ, ભય, દ્વેષ, ચિંતા અને અવરોધકારી સમસ્ત વસ્તુઓને દુર કરી તેને પ્રબળ, આશાવંત, અને ઉન્નત વિચારોથી ભરપુર કરવાથી આપણી કાર્યશક્તિમાં અનેરો વેગ આવે છે

આપણે આપણી આશાઓ અને ભીતિઓને આપણ વિચારો વડે અને કાર્યો વડે આપણી આસપાસનાઓમાં પણ ફેલાવીએ છીએ. આ બાબતને આપણી આબરૂ, આપણું વજન અને આપણી સફળતા સાથે ઘણોજ ગાઢ સંબંધ છે. જો બીજા મનુષ્યોને આપણા ઉપર વિશ્વાસ ન આવે અને આપણો ચહેરો તથા મન નિષેધાત્મક, મંદ અને નિસ્તેજ હોવાથી બીજા લોકો જો આપણને દુર્બળ અને કાયર ધારે તો આપણે મહત્વનું અને જવાબદારીવાળું સ્થાન પ્રાપ્ત કરી શકીશું નહિ. જો આપણામાં વિશ્વાસ, હિંમત અને નિર્ભયતા હોય છે તો આપણે બીજાઓ ઉપર પણ એવી જ અસર ફેલાવીએ છીએ અને તેથી આપણા કાર્યમાં આપણને ઘણો લાભ થાય છે. પોતાના રોમે રોમમાંથી શકિત ફેલાવનારી અને અપાર મનોબળ, અસામાન્ય સ્વાર્થત્યાગ અને દ્રઢ નિશ્ચયની છાપ બેસાડનારી, લોકમાન્ય તિલક, અરવિંદઘોષ, લાલા લજપતરાય, દયાનંદ સરસ્વતિ, વિવેકાનંદ, રામકૃષ્ણ પરમહંસ અને પંડીત જવાહરલાલ નેહરૂ જેવી વ્યકિતઓએ લાખો અને કરોડો મનુષ્યો પર ફેલાવેલી મહાન અસરથી આજે તેઓ આપણા ઈતિહાસમાં અમર સ્થાન ધરાવે છે.

કોઇપણ મનુષ્ય જ્યાં સુધી આત્મશક્તિનું વાતાવરણ ફેલાવવાની કળા જાણે નહિ ત્યાં સુધી તે આકર્ષક બની શકતો નથી. નિશ્ચયાત્મક વ્યક્તિ આકર્ષક હોય છે; નિષેધાત્મક વ્યક્તિ પ્રતિસારક હોય છે. વિજેતાઓ હંમેશાં પ્રથમ તો માનસિક વિજય જ પ્રાપ્ત કરે છે. શ્રમશીલતાની સાથે સાથે જો ઉચ્ચ આદર્શ અને સારા ગુણો મનુષ્યમાં હોય તો તે આ જગતમાં અગ્રસ્થાન પ્રાપ્ત કર્યા વિના રહે જ નહિ. જો આવી યોગ્યતા અને યોજનાપૂર્વક આપણો જીવનક્રમ ચાલે તો આપણે હંમેશાં વિકાસ પામતા જઇએ અને આપણી માનસિક દ્રષ્ટિ મર્યાદા પણ વિશાળ જ થતી ચાલે. એ વિકાસ અને વિશાળતા આપણને અનેરો આનંદ ઉપજાવે છે. જો આપણે વિજયની મનોવૃત્તિ ધારણ કરવી હોય તો આપણે આપણા હૃદયને કોતરી ખાનાર, ઇર્ષ્યા, ઘૃણા, નિરાશા, કંગાલપણું અને વૈરના સમસ્ત વિચારોનો સદંતર ત્યાગ કરી મનની શાંતિ અને આત્માની ગંભીરતા ધારણ કરવી જોઇએ.

આ જગતમાં આપણી તુલના આપણા કાર્યોથી જ થાય છે, શબ્દોથી નહિ. આપણે જેવું ધારીએ તેવું બોલી તો શકીએ પરંતુ આમજગત તો આપણું મુંગું વાતાવરણ તેમના પર જે છાપ પાડે છે તે ઉપરથી જ આપણી કિંમત આંકે છે. ગમે તેટલા મીઠા અને જોરદાર શબ્દો વાપરવાથી બીજા માણસ પર પડેલો આપણો અભિપ્રાય આપણે ફેરવી શકતા નથી. જો તમારા દિલમાં ઘૃણા હોય, જો તમે અદેખા અથવા ઇર્ષ્યાખોર હો, જો તમે અનુદાર અથવા વિરોધી હો, તો સામા મનુષ્યને તેની

૫

પ્રતીતિ જરૂર થશે જ. આપણે ભલે શબ્દોથી બીજા માણ
ઠગી શકીએ પરંતુ જ્યાંસુધી આપણે આપણી સંપૂર્ણ મનોવૃ
અને આચરણ ફેરવી શકતા નથી ત્યાંસુધી આપણે આ
વાતાવરણ બદલી શકીશું નહિ.

ધારો કે એક મનુષ્ય દ્રવ્ય મેળવવાને પ્રયત્ન તો કરે
પરંતુ તેની સમગ્ર મનોવૃત્તિ અને તેનો ચહેરો પણ
કહેતો જણાય કે "ઉન્નતિ, તું મારાથી દુર જ રહે. મારી
આવીશ નહિ, હું તને મેળવવા તો ઇચ્છુ છું પરંતુ મ
ભાગ્યમાં જ તારો સંબંધ નથી. મારૂં જીવન જ ક્ષુદ્ર
ભાગ્યશાળી લોકોના જેવું સુખ હું કયાંથી મેળવી શકું?" અ
મનોવૃત્તિવાળા મનુષ્યો પાસેથી લક્ષ્મીદેવી નિરાશ થઈ પાછી
ચાલી જાય છે. જે મન ભય અને શંકા ધારણ કરે છે
ઉન્નતિને પાછી જ વાળે છે. શ્રદ્ધા અને આત્મવિશ્વાસના અ
વથી ઉન્નતિનાં દર્શન મનુષ્ય પામી શકતો જ નથી! ઉ
આદર્શ અને અમર આશાવાદી મનુષ્ય જીવનના જંગમાં અ
જીતી જાય છે!

## ૧૧. ઉન્નતિની શોધ ક્યાં કરશો?

મનુષ્ય પોતે જ પોતાના ભાગ્યનો સૃષ્ટા હોઈ આપણે જે સારી યા ખરાબ સ્થિતિ ભોગવી રહ્યા છીએ તેના ઘડનારા આપણે પોતે જ છીએ. ઘણાયે શક્તિવાળા માણસો પોતાનું સારૂંયે જીવન અલ્પ કાર્યોમાં જ ગુમાવે છે કારણ કે તેઓ પોતાના નિરાશા અને નિષ્ફળતાના વિચારોના ભોગ થઇ પડેલા હોય છે. કોઈ પણ કાર્યના આરંભથી તે અંત સુધી તેઓનું અંતર શંકા અને નિષ્ફળતાના વિચારોથી અસ્થિર હોઈ તેઓ સફળતા પ્રાપ્ત કરી શકતા નથી. દુર્ભાગ્ય અને કમનસિબના વિચારો માણુસોનું જેટલું અહિત ઉપજાવે છે તેટલું અહિત બીજાં અનેક પ્રકારનાં વિઘ્નો કદાપિ નીપજાવી શકતાં નથી. માણુસોનું ભાગ્ય એ પોતાની જ માનસિક સ્થિતિને આભારી હોઈ પોતાનાં મગજની બહાર ભાગ્યનું અસ્તિત્વ જ નથી.

જે માણુસ એમ માની બેસે છે કે સફળતા મને મળવાની જ નથી, સુખ અને સંપત્તિ હું ભોગવનારજ નથી તે માણુસની સ્થિતિ કેવળ દયાને પાત્ર છે! જેમ બાવળ પર ગુલાબનાં પુષ્પ લાગી શકતાં નથી, તેમ નિષ્ફળતાના વિચારમાંથી સફળતા સાંપડતી જ નથી. જ્યારે કોઈ પણ મનુષ્ય નિષ્ફળતા અને રંકતાની ઘણી ચિંતા કર્યા કરે છે, જ્યારે તે તેને વિષે જ ભય અને ચિંતા ધરાવે છે, ત્યારે તે પોતાના મન પર નિષ્ફળતાની છાપ પાડે છે અને પ્રતિકુળ સ્થિતિઓને ઉત્પન્ન કરે છે, અર્થાત તેનો વિચાર અને તેની મનોવૃત્તિ જ તેના કાર્યની સિદ્ધિ અશકય બનાવી દે છે. આપણા જ સમ-

કાલિન સાધારણ મનુષ્યોને આપણે ઉન્નતિને શિખરે બિરાજતા જ્યારે જોઇએ છીએ, અને આપણે તો જ્યાં હતા ત્યાંના ત્યાં જ રખડતા હોઇએ છીએ ત્યારે આપણે આપણા ભાગ્યનો દોષ કાઢીએ છીએ પરંતુ તે બરાબર નથી. દોષ આપણા પોતાનો જ છે, આપણા વિચારનો અને આપણી મનોવૃત્તિનો જ દોષ છે. આપણી મુખ્ય ખામી એ જ છે કે પ્રગતિ કેવી રીતે સાધવી તેનું ભાન આપણને નથી હોતું, આપણે આપણી જ પાસેથી પુરતી કડક રીતે કામ લેતા નથી. આપણે આપણી જાતની પાસેથી પુરતી માગણી કરતા નથી. આપણે આપણી જાતને વિશેષ શક્તિશાળી, વિશેષ પ્રભાવમય જોવી જોઇએ. આપણે આપણા સાચા દિવ્ય સ્વરૂપને ઓળખવું જોઇએ. દિવ્ય પરમાત્માના આપણે દિવ્ય સંતાનો હોવાનું જ્યારે આપણને ભાન થશે ત્યારે આપણી ઉન્નતિના સઘળા માર્ગો આપોઆપ જ ઉઘડી જશે.

આપણે જેવા થવા ઇચ્છતા હોઇએ તેવા જ આપણાં વિચાર, વાણી અને વર્તન હોવાં જોઇએ. આપણે આરોગ્યવાન થવું હોય તો આરોગ્ય સિવાય બીજી કોઈ વસ્તુનું સ્મરણ જ આપણે ન કરવું જોઇએ. આપણે સંપૂર્ણ નિરોગી છીએ એવી જ રીતભાત ગ્રહણ કરવી જોઇએ. ઉન્નતિ, સુખ અને સંપત્તિ સાધવા ઇચ્છનાર મનુષ્યે પણ અવનતિ, દુઃખ અને દારિદ્ર જેવા શબ્દો જ પોતાની ભાષામાંથી કાઢી નાખવા જોઇએ. ઉન્નતિશીલ અને પ્રગતિશીલ મનુષ્યના જેવું જ તેનું વર્તન હોવું જોઇએ. તેના જેવી જ રહેણી કરણી અને પહેરવેશ હોવાં જોઇએ. ઉન્નતિનું જ મનોમંથન કરવું જોઇએ. રાજા થવા ઇચ્છનાર

મનુષ્ય ભિખારીનો પાઠ જ ભજવ્યા કરે તો રાજા ક્યાંથી થઈ શકે ? તેણે તો રાજાનો જ ભાગ ભજવવો જોઇએ. બહાદુર અને હિંમતવાન થવા ઇચ્છનારે આગ્રહપૂર્વક નિર્ભયતાના વિચારો જ કરવા જેઇએ. ડર અને કાયરતાનો તો તેણે સદંતર ત્યાગ જ કરવો જોઇએ. ઉન્નતિના પંથે વિચરનારે તો પોતાનું મસ્તક સદા સર્વદા ઉન્નતજ રાખવું જોઇએ.

મનોવાંચ્છિત કાર્ય કરવાની આપણી શક્તિનો જેટલા પ્રમાણમાં આપણે નિશ્ચય કરી લઇએ છીએ તેટલા પ્રમાણમાં તે કાર્ય વધુ સરળ થતું જાય છે. બીજા લોકો આપણી શક્તિ વિષે ગમે તે ધારતા હોય છતાંપણ આપણે જે કાર્ય કરવાની તમન્ના ધરાવતા હોઇએ તે કાર્ય સંપૂર્ણપણે પાર પાડવાની આપણી શક્તિ વિષે જરાપણ શંકાને સ્થાન ન આપવું જોઇએ. આપણે સંપૂર્ણ આત્મશ્રદ્ધા ધારણ કરીએ છીએ તો કોઈપણ કાર્ય મુશ્કેલ રહેતું નથી. આપણે ઉત્તમ વિચારો કરતાં શીખી આપણી રીતભાત અને વર્તન એવા પ્રકારનું રાખવું જોઇએ કે જે ઉન્નતિનું જ વાતાવરણ ઉત્પન્ન કરે, આપણે અંતરમાં કોતરી રાખવું જોઇએ કે "હું ઉન્નતિના માર્ગ તરફ જ જઇ રહેલ છું અને જરૂર ત્યાં પહોંચી શકીશ. હું મારૂં કાર્ય જરૂર સિદ્ધ કરી શકીશ." આ પ્રકારના વિચારોમાં જ આપણું કલ્યાણ અને શ્રેય રહેલું છે, એ આપણે ભૂલવું ન જોઇએ.

આપણે આપણી જાતિ વિષે કાંઇપણ ક્ષુદ્ર, સંકુચિત કે નિર્બળ વિચાર કરવો જોઇએ નહિ. આપણે આપણી જાતને કદાપિ દુર્બળ, અશક્ત કે પતિત ધારવી જ નહિ, પરંતુ સંપૂર્ણ અને પરિપૂર્ણ જ માનવી. આપણે હંમેશાં સફળતાનો

જ વિચાર કરવો જોઇએ. સંપૂર્ણ નિષ્ફળતા કે અર્ધ નિષ્ફળતાનો ખ્યાલ પણ આપણા મગજમાં પ્રવેશવો ન જોઇએ, જે માણસને પોતાના સ્વરૂપનું સાચું જ્ઞાન થયેલું છે, જે મનુષ્ય પોતાને દિવ્ય પરમાત્માના સંબંધથી દિવ્ય માને છે તે માણસને કદી પણ નિષ્ફળતા પ્રાપ્ત થનાર નથી. તેના પર કદીપણ આપત્તિ આવી પડનાર નથી અને તેની ઉન્નતિનાં દ્વાર કદીપણ બંધ થનાર નથી. નિષ્ફળતા અને આપત્તિ તો એવા મનુષ્યોને માટે છે કે જેઓએ કદીપણ પોતાનું સાચું સ્વરૂપ ઓળખ્યું નથી અને પોતાના દિવ્ય ગુણોની પ્રતીતિ કરી નથી.

આપણે દૃઢ નિશ્ચય કરી લેવો જોઈએ કે આ જગતમાં આપણે માટે ઉચ્ચ સ્થાન નિર્માણ થયેલ છે જ અને તે સ્થાન આપણે વીરતાથી ભોગવીશું. આપણે આપણી જાત તરફથી મહાન વસ્તુઓની અપેક્ષા રાખવી જોઇએ, આપણે આપણા સારાયે જીવનમાં નજીવાં કાર્યો કરવા માટે જ જન્મેલા છીએ એવું વર્તન આપણી રીતભાતમાં પણ ન જ હોવું જોઇએ. જો આપણે આગ્રહપૂર્વક, નિશ્ચયાત્મક, ઉત્પાદક વિચાર કરીશું, અને જો આપણું મન હંમેશાં શ્રીમંતાઈમાં જ રમણ કર્યા કરશે તો આવી ઉચ્ચ મનોવૃત્તિ જરૂર આપણને ઉચ્ચ સ્થાન અપાવશે.

વિચારો એ શકિત છે અને તે દ્વારા આપણે આપણી જાતને તથા આપણી સ્થિતિને ઉત્પન્ન કરીએ છીએ. વિચારશકિત મનુષ્યના ચારિત્ર્યને ઘડે છે અને તે પ્રમાણે મનુષ્યનું જીવન રચાય છે. જો આપણે આપણા આદર્શોને હંમેશાં આપણા મનમાં ધારણ કરી રાખીશું તો તે સમગ્ર ચારિત્ર્ય પર અસર કરશે

અને જીવનની પુનર્રચના કરશે. ગુન્હા ભરેલા વિચાર કરવાથી મનુષ્ય ગુન્હેગાર બને છે. અપવિત્રતા વિષે વિચાર કરવાથી માણુસ વ્યભિચારી બને છે. આપણે જે વસ્તુ પર વિચાર કરીએ છીએ, જેનું ચિંતન કરીએ છીએ, જે પર સદા મનન કરીએ છીએ, જે પર આપણું મન એકાગ્ર કરીએ છીએ, તે આપણું જીવન કેવું નીવડશે તેનો નિશ્ચય કરે છે.

જો આપણા વિચારો સંકુચિત હોય છે તો આપણે સંકીર્ણ જગતમાં જ રહેવું પડે છે. જો આપણા વિચારો કૃપણ, શિથિલ અને લૂખા હોય તો જગતમાં જે અધિક વિશાળ અને અધિક પ્રગતિમય અન્ય લોકો વસી રહેલા છે તેનો આનંદ આપણે ભોગવી શકીશું નહિ. કારણ કે તેનું દર્શન કરવાને આપણે આપણી જાતને અયોગ્ય બનાવી દીધી છે. આપણે આપણા વાતાવરણમાંથી બહાર નીકળી શકતા નથી તો પણ આપણા વિચારમાં પરિવર્તન કરીને, જીવન વિષેની આપણી ભાવના બદલી નાખીને આપણે આપણા વાતાવરણને બદલી શકીએ છીએ. આપણા વિચારો પ્રમાણે જ આપણું વાતાવરણ બંધાય છે. સ્વર્ગના સુખ ભોગવવાં કે નર્કની યાતનાઓ સહન કરવી એ આપણી પોતાની સત્તાની જ વાત છે અને આપણા વિચાર અને વર્તન તે નક્કિ કરી દે છે.

ખરાબ આદતોના ભોગ થઈ પડેલા મનુષ્યો હજુ પણ જો એવો નિશ્ચય કરે કે તેઓ કદી નશો કરશે નહિ, વ્યભિચાર કરશે નહિ તો તેમને અદ્ભુત લાભ થશે અને દુઃખમાંથી મુક્ત થઈ સુખની પ્રાપ્તિ કરશે. જ્યારે સંતાપ. ભય, ચિંતા, નિરાશા અથવા ઉદાસી આપણી માનસિક શક્તિના પા, અર્ધા અથવા

પોણા ભાગને ખાઈ જતી હોય ત્યારે આપણે આપણી સર્વોત્તમ કતૃત્વ શક્તિની આશા કેવી રીતે રાખી શકીએ ? આપણે આપણા દુશ્મનોને આપણા અંતરમાંથી તુરત જ હાંકી કાઢીશું તો જ આપણે ઉન્નતિને પામીશું.

લાયકાત, શક્તિ અને કુશળતા વિષે નિરંતર દ્રઢ વિચાર કરવાથી આપણી માનસિક શકિત એટલી મજબુત થાય છે કે તે જોઈને આપણે આશ્ચર્ય પામીએ છીએ. આ પ્રકારના વિચારો અને આદર્શો માણસને સુદ્રઢ બનાવે છે. નાખુશીભરેલા બનાવો પર વિચાર અને ચિંતન કરવામાં આપણી માનસિક શક્તિનો ઉપયોગ કરવાથી આપણને કોઈ પણ પ્રકારનો લાભ ન થતાં કેવળ હાનિ જ થાય છે. બીજા મનુષ્યોના અભિપ્રાયની દરકાર ન કરતાં આપણે તો વીર મર્દને છાજે એવો ભાગ ભજવ્યે જ રાખવો જોઈએ. વિસાત વગરની વસ્તુઓને આપણા મનની શાંતિનો નાશ કરવા દીધાથી અથવા આપણી કાર્યશક્તિ પાયમાલ કરવા દીધાથી આપણને કાંઈજ લાભ થનાર નથી, બીજા લોકો ભલે પોતાની શક્તિઓનો વિરોધ કરનારી અને પોતાની કાર્યકુશળતાનો નાશ કરનારી ક્રિયાઓમાં પોતાનો સમય ગુમાવી નાખે પરંતુ આપણે તો આપણા અંતરની શાંતિ તથા મનના સમતોલપણાની વિરૂદ્ધની દરેક વસ્તુને પોતાના મગજમાંથી હાંકી કાઢવાનો નિશ્ચય કરી લેવો જોઇએ. અર્થાત, સાચા પુરૂષ બનવાનો, જીવનની નાની નાની વસ્તુઓથી [illegible] થવાનો નિશ્ચય કરવો જોઇએ. ક્ષુદ્ર, હલકી અને વિસાત વગરની વસ્તુઓને લીધે પોતાના સ્થાનથી ભ્રષ્ટ થઇ જવું એ વિશ્વની શક્તિઓ પર સત્તા ચલાવવા માટે જન્મેલા મહાન અને બળવાન પુરૂષને

માટે કેવળ હાસ્યાસ્પદ છે. આપણે તો શાંત, સ્થિર અને સ્વસ્થ સ્થિતિમાં કાર્યનો આરંભ કરવો જોઇએ. પ્રમાદ, શિથિલતા અને બેદરકારી મનુષ્યની ઉજ્જવળ કારકીર્દિને ભયંકર વિઘ્નકારક છે. જે મનુષ્ય પોતાની શક્તિઓને શિથિલ બનાવી દે છે; જે પોતાનાં ધોરણોને હલકાં બનાવી દે છે અને જે પોતાની મહત્વાકાંક્ષાને મંદ બની જવા દે છે તે કદાપિ મહાન કાર્ય કરી શકતો નથી. જે મનુષ્ય શિથિલતા રાખે છે તે પોતાનું લક્ષ્ય કદી પણ સિદ્ધ કરી શકતો નથી.

આપણે પ્રગતિમાન થવા માટે નિશ્ચય કરવો જોઇએ કે આપણે જે સામાન્ય જીવન જીવી રહ્યા છીએ તેના કરતાં વધુ ઉન્નત, વધુ સુખી અને વધુ સંપત્તિશાળી જીવન જીવવા માટે આપણે શકિતવાન છીએ, આપણે તો વિજતા જ થવું છે એમ દ્રઢ નિર્ણય કરી આ જીવનનો જંગ ખેલી લેવો જોઇએ. નિષ્ફળતા, બેદરકારી, પ્રમાદ અને એદીપણાનો સદંતર ત્યાગ કરી અને ઉત્સાહ ધારણ કરીને આપણે તત્કાળ કોઈ મહાન કાર્યનો આરંભ કરી દેવો જોઇએ કોઇપણ તકને જવા ન દેતાં તેને પકડી તેમાંથી મળતો લાભ મેળવી લેવો જોઇએ. આપણને આપણા ધ્યેયમાં સહાય કરે, વધુ બળવાન બનાવે અગર વધુ મહાન બનાવે એવી દરેક તકને આપણે ઝડપી લેવી જોઈએ. આપણને વિજેતા બનાવે એવાં કાર્યો કદાપિ શરૂઆતમાં પ્રતિકુળ કે કઠણ લાગતાં હોય તોપણ તેને છોડી ન દેતાં તેને પૂર્ણ કરવાં જોઇએ. આપણે આત્મવિજય, આત્મવિકાસ, આત્મશિક્ષણ અને આત્મ-સુધારણા પ્રાપ્ત કરવાને માટે નિડરતાથી ઝઝુમવું જોઇએ. કોઈપણ ઘટનાનો ભય અને ડર રાખવો એ કાયર મનુષ્યનું

લક્ષણ છે. વીરમર્દને એ છાજે નહિ. ભયને તત્કાળ અટકાવી નિર્ભયતા અને વિશ્વાસના વિચારો કરવાથી જ મનુષ્ય પ્રગતિ સાધી શકે છે.

પુરૂષનું પ્રારબ્ધ ઘડનાર પુરૂષ પોતે જ છે, આપણે અવનતિમાં રહ્યા છીએ તેનું કારણ નસિબ નથી પરંતુ આપણે પોતે જ છીએ. જે માણસ પરાજયનો સ્વિકાર કરે છે તે જ પરાજય પામે છે. જે મનુષ્ય જગતમાં જીતી શકે છે તે જ માણસને માટે જગત છે. જે માણુસો કાર્યશકિત અને દ્રઢ નિશ્ચયથી જગતની ઉત્તમ વસ્તુઓ પ્રાપ્ત કરી શકે છે તે જ તેને ભોગવવાને લાયક છે. જે માણુસે પોતાના મનને ઉચ્ચ અને પ્રોત્સાહીત વિચારોથી, આશાવંત વિચારોથી, આનંદી અને ઉત્સાહી વિચારોથી ભરી રાખવાની શકિત પ્રાપ્ત કરી છે તે જ જગતમાં ઉન્નત જીવન જીવી શકે છે, સુખ અને સમૃદ્ધિનો સ્વામિ થઈ શકે છે. ઉન્નતિની શોધ મનુષ્ય પોતાના અંતઃકરણમાંથી જ કરી શકે છે!

## ૧૨. નિરાશા અને અશ્રદ્ધાને દફનાવી દો !

"હજારો નિરાશામાં અમર આશા છુપાઈ છે" એ કથન મુજબ નિષ્ફળતાથી થાકી ગયેલા મનુષ્યોને માટે આશા એ જીવનદોરી છે. આશાથી જ મનુષ્યોનું જીવન ટકી શકે છે. આજનો દુ:ખીયારો માણુસ આવતી કાલે સુખનો સૂર્ય ઉગશે એ આશાથી જ આજનો દિવસ વિતાવે છે. રાત્રિ પછી પ્રભાત ઉગનાર જ છે. દુ:ખ પછી સુખ આવનાર જ છે એ તો કુદરતનો નિયમ છે. એ નિયમને અનુસરીને જ મનુષ્યો દુ:ખના દિવસો વીતાવી સુખની આશાથી જીવન ટકાવી રહે છે. નિષ્ફળતાથી મનુષ્યે નિરાશ થવું ન જોઈએ, ઉદ્વેગ ન કરવો જોઇએ. આશા અને શ્રદ્ધા ઉદ્વેગના મહાન શત્રુ છે. આપણે ડરીએ છીએ એનું કારણ એ છે કે આપણે માર્ગ જોઈ શકતા નથી. શ્રદ્ધા માર્ગ જુએ છે અને શ્રદ્ધા ધારણુ કરવાથી મનુષ્ય દુ:ખમાં હિંમત રાખી શકે છે. એક અશાંત મગજ સ્પષ્ટતાપૂર્વક, દઢતાપૂર્વક, અને શાસ્ત્રીય રીતે વિચાર કરી શકતું નથી. ઉદ્વેગ મગજને જડ કરી નાખે છે અને વિચાર શકિતને શિથિલ કરી નાખે છે. શ્રદ્ધા અને આશાને ધારણુ કરવાથી એ જડતા અને શિથિલતાનો નાશ થાય છે.

મનુષ્ય જીવનનો પ્રવાહ જ્યારે ગાયનની પેઠે સફળતાપૂર્વક વહે છે ત્યારે આનંદી બનવું એ તો સહજ છે પરંતુ પ્રત્યેક વસ્તુ, હરેક સંયોગો જ્યારે તદ્દન પ્રતિકુળ હોય ત્યારે હસતું મુખ રાખી શકે એ જ મનુષ્યની ધીરતા અને વીરતાનું લક્ષણુ છે. જે માણુસ પ્રતિકુળ સંયોગોમાં ગભરાતો નથી, હિંમત

હારતો નથી તે જ માણુસ મહાન બની શકે છે. જ્યારે પ્રત્યેક પાસા અવળા જ પડતા હોય ત્યારે પણ જે માણુસ હસી જાણે છે તેજ વિજયશાળી બનવાને યોગ્ય છે.

કેટલાક માણુસો હંમેશાં નિરાશાના જ ભોગ બની રહે છે એ એક આશ્ચર્યકારક ઘટના છે. તેમના પર સંકટ આવી પડતાં તેઓ તેને સત્કારે છે! તે દુઃખને ભૂલી ન જતાં તેઓ તેનું વર્ણન કરે છે, પોતાની આપત્તિઓની વારંવાર ચર્ચા કરે છે. પોતાનાં સંકટ અને રંકતાનાં લક્ષણ શોધી સઘળી ભયાનક અને બારીક વિગતમાં ઉંડાં પ્રવેશે છે તેમના જીવનને દુઃખમય બનાવનાર અને તેમની પ્રગતિનો પ્રતિરોધ કરનારી પ્રત્યેક વસ્તુનું કાયમ મનન કર્યા કરવાની તેઓને ભયંકર હાનિકારક ટેવ પડેલી હોય છે. આ પ્રમાણે તેઓ હંમેશાં અજાણતાં પોતાના વિચારરૂપી શત્રુઓનાં આ ચિત્રો પોતાનાં ચારિત્ર્યમાં ઉંડાં અને ઉંડાં કોતરતા જાય છે. આવા મનુષ્યો પોતે દુઃખ ભોગવે છે એટલું જ નહિ પરંતુ બીજાને પણ દુઃખી બનાવે છે. આવા માણુસના મુખ તરફ જોતાં જ આપણુને ઉદાસી ઉપજે છે અને એમ આભાસ થાય છે કે સારાયે જગતનું દુઃખ એના જ ઉપર ઉતરી પડ્યું છે. હાસ્ય અને શાંતિ તો તેની સમીપ જઈ શકતાં જ નથી. આપણામાં ગમે તેટલો ઉત્સાહ અને આનંદ ભરેલો હોય છતાં પણ તેનો શિથિલ દેખાવ, નિરાશાજનક વાર્તાલાપ, અપાર શંકાઓ અને અતુલ નિરાશા આપણા ઉત્સાહને મંદ બનાવી દે છે. આવા મનુષ્યો કદાપી સુખ કે સંપત્તિની પ્રાપ્તિ કરી શકતા જ નથી. ઉદાસ, નિરૂત્સાહી અને નિરાશ માણુસને માટે આ જગતમાં કોઈ ઉન્નત સ્થાન નથી. આવા માણુસનો સંગ

કરવા પણ કોઇ તૈયાર થશે નહિ. પ્રત્યેક માણસ તેની હાજરીથી પોતાની આશા અને આનંદને પણ ગુમાવતા હોઇ તેનાથી દુર જ રહેવાનો પ્રયાસ કરે છે.

પુરૂષ પ્રયત્ન કરવામાં ઉપયોગી એવા આ માનવ શરીરને ઉદાસ અને ઉદ્વેગી મન રોગીષ્ટ બનાવે છે. નિરાશા અને નિરૂત્સાહથી વધારે ચેપી રોગ બીજો કોઇ જ નથી. જે લોકો વારંવાર નિરાશાના ભોગ થઈ પડે છે તેમને ખરેખર ભૂત વળગેલું હોય એમ જણાય છે. નિરાશા રૂપી ડાકણના વળગાડવાળા માણસો પોતાના કુટુંબના માણસો પ્રત્યે પ્રણ માણસાઇ રાખી શકતા નથી તો પછી બીજા કોઇ મનુષ્ય પ્રત્યે તો નમ્રતા અને માયા શી રીતે રાખી જ શકે ? આથી તેઓ પોતાની લાગણીઓને નિરંકુશ બનાવીને પ્રત્યેક જણને દુઃખી કરે છે. નિરાશાયુક્ત ચહેરો ધરાવતા વેપારીઓ પ્રત્યે ગ્રાહકો પણ આકર્ષાતા નથી અને આથી તેઓનો વેપાર રોજગાર પણ મંદ પડી જાય છે. આથી આવા મનુષ્યો પોતાની શકિતના પ્રમાણમાં સફળતા પ્રાપ્ત કરી શકતા નથી. આશાવાદી, સ્વસ્થ અને ઉત્સાહી મનુષ્યો જ પોતાના કાર્યમાં સફળતા સાધી શકે છે.

કેટલીક વાર એક ઉદાસ, નિરૂત્સાહી અને અસંતોષી માણસની હાજરીથી આખા કુટુંબની શાંતિ અને સુખનો નાશ થાય છે. કુટુંબના બીજા માણસો સાથે તે કદી પણ સંમત થતો નથી અને હંમેશાં તે અસંતુષ્ટ જ રહે છે, બીજાં માણસોની ઇચ્છાથી વિરૂદ્ધ આચરણ જ તે હંમેશાં કરે છે. આથી તે પોતાના કુટુંબ સાથે સંપ સાધી પોતાની અને પોતાના કુટુંબની પ્રગતિ માટે પ્રયાસ કરી શકતો નથી અને પરિણામે

બધાને સહેવું પડે છે.

નિરાશાના વ્યાધિથી પીડાતા માણુસનો ચહેરો અને દેખાવ સંપૂર્ણ ફરી જાય છે અને ઓળખાઇ શકાતો પણ નથી. ધંધા પર ધ્યાન આપવાને પણ લાયક રહેતો નથી અને પરિણામે તેનાં સઘળાં સગાં અને સંબંધિઓ તેના તરફ ઉદાસ થઈ જાય છે. કોઈ મહત્વના કાર્યમાં અત્યંત ઉપયોગી થઈ પડે એવી ઉત્તમ શકિતનો આ રીતે નાશ થઇ જાય છે. આવો મજબુત બળવાન અને જગતની એક મહાન વ્યકિત બનવાને માટે સર્જા યેલો માણુસ સંકોચાઈને તેના જીવનને વિષમય બનાવના માનસિક વાદળોનો ક્ષુદ્ર ગુલામ બની જાય એ ખરેખર અત્યંત શોચનિય છે. સેંકડો અને હજારો માણુસોના નેતા થવાની શકિત ધરાવનાર માણુસ જો નિરાશાનો ભોગ બનીને પોતાના પ્રગતિના માર્ગથી ચલાયમાન થાય તો તે તેનું અને જનસમાજનું કમનસિબ જ ઉપજાવે છે. આ માનસિક પિશાચનો ભોગ બનતાં ઉન્નતિના માર્ગે વિચરનારે તેનો તત્કાળ ત્યાગ કરવો જોઇએ. ઘણી વખત આપણે મહાન મહત્વાકાંક્ષા ધરાવનાર માણુસોને અત્યંત સાધારણ કામ કરતા જોઈએ છીએ તેનું મુખ્ય કારણ એ જ હોય છે કે તેઓ ઘણા દિવસ નિરાશામાં વ્યર્થ જવા દે છે. જે માણુસ પોતાના સ્વભાવનો ગુલામ હોય છે તે કદી આગળ વધી શકતો નથી. તેની મનોવૃત્તિ સ્થિર ન હોઈ તેના કાર્યમાં કાંઇ જ ઢંગધડો રહેતો નથી. નિરાશાનો પ્રતિકાર કરી તેને જીતી લેવાનો પ્રયત્ન કરવાને બદલે તેની સત્તાને તાબે થનાર મનુષ્ય કદાપિ પ્રગતિ કરી શકતો નથી નિરાશા બુદ્ધિને ભ્રષ્ટ કરે છે, અને તેથી મનુષ્ય યોગ્ય તુલના

કરી શકતો નથી, અને ડહાપણ વાપરી શકતો નથી. તુલના અને ડહાપણના અભાવથી મનુષ્યનો શ્રમ વ્યર્થ જાય છે અને તે કાંઈ ફળને પામતો નથી.

માણસ પોતાની મનોવૃત્તિઓનો ગુલામ બની જાય, પોતાની લાગણીઓનો ભોગ બની જાય અને તે મનુષ્ય તરીકેનું કર્તવ્ય યથાર્થ બજાવી ન શકે એવો ઈશ્વરનો મનુષ્યજન્મ આપવામાં હેતુ નથી. તેને તો સત્તા ચલાવવાને, અધિકાર ચલાવવાને, હંમેશાં પોતાની જાતનો અને પરિસ્થિતિનો સ્વામિ થવાને આ જગતમાં જન્મ આપ્યો છે. પરમાત્માએ તો મનુષ્યની ઉન્નતિના સર્વ માર્ગો ઉઘાડા જ રાખેલા છે. મનુષ્યે પોતે તે બંધ કરવા ન જોઈએ. આપણે આપણી ઉન્નતિના શત્રુઓ, આપણા સુખ, આનંદ અને સફળતાના શત્રુઓને હાંકી કાઢતાં શીખવું એ આપણી પ્રથમ ફરજ છે. અસત્ય વસ્તુને બદલે સત્ય વસ્તુ પર ચિત્ત ચોંટાડવું, અશાંતિને બદલે શાંતિનું એકાગ્ર ચિત્તે મનન કરવું, અને મરણને બદલે જીવન તથા રોગને બદલે આરોગ્ય પર ચિત્તને એકાગ્ર કરવું એ એક મહાન કાર્ય છે. એ કાર્ય કરવું જો કે સહેલું નથી પરંતુ થઈ શકે તેવું તો છે જ. એમ કરવામાં માત્ર વિચાર કરવાની થોડીક આવડતની જરૂર છે. યોગ્ય રીતે વિચાર કરવાનો અભ્યાસ પાડવાની જરૂર છે. પ્રતિકુળ વિચારોનું સ્થાન અનુકુળ વિચારોને આપવાની જરૂર છે. અશાંતિ, અસત્ય અને કુરૂપતાના વિચારોનું સ્થાન શાંતિ, સત્ય અને સૌંદર્યના વિચારોને આપવાની જરૂર છે.

જ્યારે જ્યારે આપણને આપણી પ્રકૃતિ સારી લાગતી ન હોય અગર તો કાર્ય કરવાની ઇચ્છા થતી ન હોય ત્યારે

આપણે અંતરમાં સ્વસ્થતાનો નિર્ણય કરી લઈ આપણી ઉત્તમો-ત્તમ કાર્ય કરવાની શકિત પર વિશ્વાસ મુકી આળસ અને પ્રમાદનો ત્યાગ કરી દઈ કાર્ય કરવા ઉભા થઇ જવું જોઇએ. જ્યારે જ્યારે આપણને ઉદ્વેગ, ફિકર અને ચિંતા થાય ત્યારે આપણે આપણા મનને જણાવી દેવું જોઈએ કે આ કાંઈ બુદ્ધિમાન, વિચારવંત અને વીરપુરૂષનું લક્ષણ નથી. આ તો અતિ સામાન્ય અને અજ્ઞાન મનુષ્યનું લક્ષણ છે. આપણે તો આનો ત્યાગ કરી દેવો જોઇએ. ઉદાસી, નિરાશા અને નિરૂ-ત્સાહ જણાય ત્યારે આપણે તુરત જ આપણા આત્મસ્વરૂપનો વિચાર કરી તેનો ત્યાગ કરવો જોઇએ. અપ્રસન્નતા ઉપજાવનારી પ્રત્યેક વસ્તુ, સઘળી ભૂલો અને ભૂતકાળમાં બનેલાં સઘળાં પ્રતિકુળ કાર્યોને વિસારી મુકી, આપણી સફળતાના દુશ્મનોનો ત્યાગ કરી આપણી ઇચ્છિત સિદ્ધિને પ્રાપ્ત કરવા બેધડકપણે વર્તવું જોઇએ. જ્યારે આપણને ઉદાસી આવતી જણાય ત્યારે પ્રબળતાપૂર્વક તેના વિરોધી વિચાર કરી, આનંદ, શ્રદ્ધા, કૃતજ્ઞતા તથા પ્રત્યેક પ્રાણી માત્ર પ્રત્યે શુભેચ્છાના આદર્શો ધારણ કરવા જોઇએ. આમ કરવાથી આપણી પાછળ પડેલા, અને આપણને દુઃખી બનાવી રહેલા આપણા સઘળા દુશ્મનો તત્કાળ અગીયારા ગણી જશે !

આપણી આસપાસ ગમે એટલું નિરાશાજનક વાતાવરણ ફેલાયું હોય તોપણ તેની કાંઇપણ દરકાર નહિ કરતાં આપણા સંયોગોને જીતી લઈ નિરાશાથી પર થતાં શીખવું જોઇએ. વિશાળ દ્રષ્ટિથી જોતાં જ આપણને જણાય છે કે આનંદ અને ઉલ્લાસ આપે એવી વસ્તુઓથી તથા ઉત્તમ તકોથી ભરેલા

આ જગતમાં પોતાનું જીવન એક અમૂલ્ય સદ્ભાગ્ય હોવાને બદલે મૂર્તિમંત નિરાશા જ હોય એમ માની ઉદાસ અને નિરાશ ચહેરો રાખીને ફરવું એ કેવળ મુર્ખાઇ ભરેલું અને ગુન્હાભરેલું કાર્ય છે.

મનુષ્યની મનોવૃત્તિ બદલવાનું કાર્ય મુશ્કેલ તો છે પરંતુ અશક્ય તો નથી જ. ખરાબ મનોવૃત્તિઓને દુર કરવાનો સર્વોત્તમ ઉપાય એ છે કે તેમના સ્થાનમાં સારી મનોવૃત્તિ-ઓને મૂકવી અને ખરાબને બહાર હડસેલી કાઢવી. મનોવૃત્તિના ભોગ બનેલા મનુષ્યે એકદમ કાર્યક્ષેત્રમાં ઝુકી પડવું જોઇએ. પોતાની આસપાસ જે હિલચાલ ચાલતી હોય તેમાં સક્રિય ભાગ લઈ લોકોની સાથે ભળી જઈ, આનંદ અને પ્રસન્નતા ધારણ કરવી જોઇએ. નિરાશામય મનુષ્યે કુટુંબનાં માણસોના કામકાજમાં અથવા આસપાસનાં બીજાં માણસોનાં કામકાજમાં અને આનંદમાં આતુરતાપૂર્વક ભાગ લઇ પોતાના દુઃખને વિસરી જવું જોઇએ. આત્મનિંદા એ ઉદાસીથી પીડાતા માણસનું લક્ષણ હોઇ આશાવંત વિચાર ધારણ કરી પોતાની જાતને ઉત્તેજન આપવું જોઇએ. આપણે પરમાત્માના બાળકો હોઈ શાંતિ અને ઉન્નતિમય જીવન ગાળવું એ આપણો જન્મસિદ્ધ હકક છે, આ વિચાર પ્રાપ્ત થતાં જ આપણી નિરાશા અને શોક દુર ભાગી જાય છે અને તેનું સ્થાન આશા અને ઉલ્લાસ લે છે.

જ્યારે જ્યારે આપણને નિરાશા અગર ઉદાસી લાગતી હોય ત્યારે જેમ બને તેમ પૂરેપૂરી રીતે આપણા સંયોગો અને પરિસ્થિતિ બદલી નાખવા પ્રયત્ન કરવો. આવે સમયે આપણે

દુઃખનું ચિંત્વન કરવું નહિ અને મનમાં ઉદ્વેગ ઉપજાવે એવી વસ્તુનો વિચાર પણ કરવો જોઈએ નહિ. સૌથી વિશેષ આનંદ અને સૌથી અધિક સુખ ઉપજાવે એવી જ વસ્તુઓ વિષે વિચાર કરવો જોઇએ બીજાઓની સાથે ઉદારમાં ઉદાર અને સૌથી વિશેષ સ્નેહયુક્ત વર્તન કરવું જોઇએ. મીઠાશભરી અને હર્ષ-જનક વાણી ઉચ્ચારવી જોઇએ. આપણી આજુબાજુના પ્રત્યેક માણુસને આનંદ અને હર્ષ આપવાનો પ્રયત્ન કરવો જોઇએ. આ પ્રકારના વિચાર અને વર્તનથી આપણી નિરાશા અને ઉદાસી અદ્રશ્ય થઈ જશે, અને આપણે આપણી ઉન્નતિ માટે વિશેષ બળથી સાહસ ખેડી શકીશું.

દરેક માણુસે પોતાના મગજમાંથી ઉદ્વેગ અને અપ્રસન્નતા ઉત્પન્ન કરનારી સર્વ વસ્તુઓને હાંકી કાઢવાનો હંમેશાં નિયમ રાખવો જોઇએ. ઉદ્વેગકારક અનુભવો અને ભૂલો વિષે વિચાર કરવાથી તેઓ વધારે મોટાં, વધારે કાળાં અને વધારે દુઃખદ બને છે. આપણુને દુઃખ દેતા આવા બનાવો આપણે આપણા સ્મૃતિપટ પરથી કાયમને માટે ભૂંસી નાખવા જોઇએ. પ્રતિકુળ, નુકશાનકારક અનુભવના સંબંધમાં આપણું એક માત્ર કર્તવ્ય જેમ બને તેમ જલ્દીથી તેને ભૂલી જવામાં જ સમાયેલું છે, અને તેમાં જ સુખ રહેલું છે.

પ્રગતિ સાધનાર દરેક પુરૂષે જીવનને વિશાળ દ્રષ્ટિથી જોતાં અને વસ્તુઓની ખરી કિંમત આંકતાં શીખવું જોઇએ. હમણાં આપણી સામે જે નાનાં મોટાં સંકટોનાં વાદળ જણાતાં હોય તે ઉપરથી આપણે ભાવીની કિંમત આંકવી જોઇએ નહિ, જે કાળાં વાદળ આજે આપણા ઉન્નતિના સૂર્યને ઢાંકી દે છે

તે આવતી કાલે જરૂરથી વીખરાઇ જશે અને આપણા સુખનો સૂર્ય સંપૂર્ણપણે પ્રકાશશે.

મહત્વનાં કાર્યો કરનાર મનુષ્ય ઘણી વખત પોતાના જીવનમાં ભયંકર નિરાશા પામે છે અને આવે સમયે તેને આગળ વધવાને બદલે પીછેહઠ કરવી વધુ સરળ અને સહેલી લાગે છે પરંતુ પીછેહઠ કરવાથી વિજયની અને આપણી વચ્ચે અંતર વધતું જ જતું હોઈ પાછળ હઠવાનાં માર્ગનાં તમામ બારણાં બંધ કરી દઇ આગળ જ ધસ્યે રાખવું જોઈએ. જ્યારે આપણે ચારે તરફથી આપત્તિ અને વિપત્તિનાં વાદળોથી ઘેરાયેલા હોઇએ ત્યારે આપણે અપૂર્વ હિંમત અને અપાર શક્તિથી તે વાદળ વીખેરી નાખવાનો ભગીરથ પ્રયત્ન આદરવો જોઇએ. જ્યારે જ્યારે આપણે પોતાને નિષ્ફળ માણસ ધારીએ છીએ ત્યારે તે વિચાર આપણને વધુ જોરથી નિષ્ફળતા તરફ ધકેલે છે. પરંતુ જો આપણે નિષ્ફળતા તરફથી આપણું મુખ ફેરવી લઈશું તો તુરત જ આપણને સફળતા સામે જ ઉભેલી દેખાશે. ક્ષણભંગુર નિષ્ફળતાથી ડરી ન જતાં વીર પુરૂષે તો આનંદી સ્વભાવ અને હસતું મુખ રાખી આગળ વધે જવું જોઇએ. બળવાન હૃદય, અસીમ ઉત્સાહ અને પીછેહઠ નહિં જ કરવાનો દ્રઢ નિશ્ચય મનુષ્યની પ્રગતિનાં માર્ગનાં સર્વ કંટકો દુર કરી સરળતાથી ઉન્નતિને શિખરે પહોંચાડી દે છે. નિરાશા અને અશ્રદ્ધાને કાયમને માટે દફનાવી દેવાથી મનુષ્ય જીવનની ઉન્નતિના સઘળાં દ્વાર આપોઆપ ખુલી જાય છે એમાં શંકાને સ્થાન જ નથી !

## ૧૩. દૈવી સામર્થ્ય પ્રાપ્ત કરો.

સુખ અને સંપત્તિના નિધિ જગતના સૃષ્ટાની સાથે સંબંધ સાધવાથી મનુષ્યને ઉન્નતિની પ્રાપ્તિ સહજે જ થાય છે. આરોગ્ય, ઉન્નતિ અને સુખ એ સર્વની ચાવી સર્વેશ્વર પ્રભુના જ હાથમાં હોઇ તેની શોધ કરનારે એ સર્વેશ્વરનો આશ્રય તો અવશ્ય કરવો જ જોઈએ. સર્વ જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને લય કરનાર પરમાત્માનું શરણું શોધવાથી મનુષ્ય માત્રનાં સર્વ આધિ, વ્યાધિ અને ઉપાધિનો નાશ થઈ, ધર્મ, અર્થ, કામ અને મોક્ષની સિદ્ધિ થાય છે. આ જગતના અનેકવિધ યાતનાઓ, દુઃખ, શોક અને ગરીબાઈથી પીડાતા માણસોએ તેમાંથી મુકત થઇ, સુખ, આનંદ અને સંપત્તિ મેળવવા માટે પરમાત્માની સાથે સંબંધ બાંધવો જોઇએ. પરમાત્મા સર્વ સુખના સ્વામિ હોઈ તેની સાથે સંબંધ સાધવાથી આપણે પણ મનોવાંચ્છિત સુખ અને સંપત્તિ મેળવી શકીએ છીએ. પરમાત્માની સાથેના આપણા સંબંધનું આપણને ભાન થવાથી આપણે આપણા પ્રારબ્ધને પણ ફેરવી શકીએ છીએ અને દુર્ભાગ્યનો ભોગ બનતા અટકી શકીએ છીએ પરમાત્મા સાથેના આપણા તાદાત્મ્યની, આપણા સૃષ્ટા સાથેના આપણા દિવ્ય સંબંધની જેટલા પ્રમાણમાં આપણે પ્રતીતિ કરીએ છીએ તેટલા પ્રમાણમાં આપણું જીવન શાંત, વિશ્વાસુ અને સર્વ શકિતવાળું બને છે. આત્મા અને પરમાત્માનું જ્ઞાન આપણને ભય, ઉદ્વેગ અને ચિંતાના દાસત્વમાંથી મુકિત અપાવે છે. તે આપણને વહેમ, અનિશ્ચય અને મર્યાદાના બંધનમાંથી તથા રંકતા અને દુઃખના વિચારમાંથી મુકત કરે છે.

સર્વેશ્વર સાથેના તાદાત્મ્યની અતૂટ પ્રતિતિ, તેની પ્રત્યે અપાર વિશ્વાસ અને અચળ શ્રદ્ધા આપણને સર્વ કાર્યમાં વિજય અપાવે છે. આપણે પરમાત્માના દિવ્ય બાળકો છીએ એમ આપણને નિશ્ચય થવાથી પરમાત્મા જ આપણને આપણા સર્વ કાર્યમાં માર્ગદર્શક થઈ પડે છે અને સર્વ સંકટોથી આપણું સંરક્ષણ કરે છે. દેશ અથવા ધર્મને ખાતર પ્રાણાર્પણ કરનારાઓ અનેક મહાન કાર્યો કરી શકે છે તેનું મુખ્ય કારણ એ જ હોય છે કે તેઓનામાં પરબ્રહ્મ, પરિપૂર્ણ પરમાત્મામાં સંપૂર્ણ વિશ્વાસ અને અચળ નિષ્ઠા હોય છે. આવા મનુષ્યોને તેઓના કાર્યમાંથી ચલિત કરવા કોઇ સમર્થ થતું નથી, કારણ કે સર્વ શક્તિમાન સર્વેશ્વર તેઓની સાથે તેમની સ્હાયમાં અખંડ રહેલા હોય છે.

આપણે જેટલા પ્રમાણમાં પરમેશ્વરની વધુ સમીપ હોઇએ છીએ તેટલા પ્રમાણમાં સમૃદ્ધિ આપણી અધિક નિકટ આવે છે. જ્યારે આપણે આપણા સાચા સ્વરૂપ, આત્મસ્વરૂપને પિછાની પરમાત્મા સાથે દિવ્ય સંબંધથી જોડાઇએ છીએ ત્યારે આપણને આપણા પોતાના અમાપ સામર્થ્યની પ્રતીતિ થાય છે, ત્યારે આપણું શારીરિક સામર્થ્ય પણ વૃદ્ધિને પામે છે અને આપણને સાંસારિક પદાર્થો—ધન અને સંપત્તિની પણ અધિક અને અધિક પ્રાપ્તિ થાય છે. જો આપણે જરાપણ સંકોચ વિના આપણા અંતરમાં તે સર્વ સુખના નિધિ સર્વેશ્વરને સ્થાન આપીએ છીએ તો આપણને અપાર સુખ પ્રાપ્ત થાય છે. આપણે દુર્બળ અને કર્તૃત્વશક્તિ વિહિન રહીએ છીએ તેનું એક જ કારણ એ છે કે આપણને આત્મા—પરમાત્માના સ્વરૂપનું સાચું જ્ઞાન નથી

હોતું. જ્યાં સુધી મનુષ્યને સાચી સમજણ પ્રાપ્ત થતી નથી ત્યાં સુધી તે ખરેખરો બળવાન અને સફળ થઇ શકતો નથી.

માણસ જ્યારે જ્યારે અયોગ્ય કર્મ કરે છે ત્યારે ત્યારે તે તેટલો નિર્બળ થાય છે કારણ ન્યાય, સત્ય અને પ્રેમથી વિરૂદ્ધ આચરણ કરી તે પરમાત્માની સાથેનો પોતાનો સંબંધ તોડી નાખીને તે સંબંધને લીધે પ્રાપ્ત થયેલી શક્તિ ગુમાવી દે છે. પ્રત્યેક અયોગ્ય વિચાર કે અઘટિત કાર્ય આપણને ઈશ્વર સાથે જોડનારી સાંકળની એક કડી તોડી નાખે છે. પરિણામે એક વખતનો વીર પુરૂષ ધીમેધીમે કાયર અને નિર્માલ્ય બનતો જાય છે. જેમ કોઇ એકાદ ડાળીનો ઝાડ સાથેનો સંબંધ કપાઈ જતાં તે ડાળ છુટી પડી જાય છે અને સુકાઈ જાય છે તેમ મનુષ્યનો પરમાત્મા સાથેનો સંબંધ તૂટી જતાં તે નિરાધાર, અનિશ્ચયી, લાચાર અને દરિદ્ર બની જાય છે. જ્યારે જ્યારે આપણે સત્યથી છેટા થઇએ છીએ અગર અપ્રમાણિક અને નાલાયક કામ કરીએ છીએ ત્યારે ત્યારે સર્વ શક્તિમાન પરમાત્મા સાથેનો આપણો સંબંધ ઢીલો થઈ જાય છે અને તેથી આપણે સર્વ પ્રકારની ભીતિ, ડર, ગભરાટ અને શંકાના ભોગ થઈ પડીએ છીએ. દૈવી શકિતથી છુટા પડવાને લીધે આપણી સ્થિતિ રણવગડામાં એકલવાયા પ્રવાસીના જેવી ભયંકર થઇ જાય છે.

પરમકૃપાળુ પરમાત્મા સાથેના દિવ્ય સંબંધની આપણી પ્રતીતિ જેટલી અધિક પ્રબળ હોય છે તેટલી શક્તિ, સફળતા અને સુખ આપણને વિશેષ પ્રાપ્ત થાય છે. પરમાત્મા સચ્ચિદાનંદ રૂપ હોઇ, તેમનામાં સર્વ પ્રકારનું અવર્ણનિય અને અવિનાશી સુખ રહેલું હોઇ તેમને વળગી પડવાથી આપણાં

સર્વ દુઃખો તત્કાળ શમી જઈ અપાર આનંદ અને અનહદ સુખની આપણને પણ પ્રાપ્તિ થાય છે. પરમાત્મા સાથેના દિવ્ય સંબંધને જેઓ જારી રાખે છે તેઓ વધુ અને વધુ પ્રગતિશાળી બનતા જાય છે અને જેઓ એ સંબંધને ખંડિત કરે છે તેઓ અવનતિના માર્ગ તરફ હડસેલાતા જાય છે. જે પળે આપણો એ સંબંધ ખંડિત થાય છે તેજ પળથી આપણામાં અનિશ્ચય, ભ્રમ અને લાચારી જાગૃત થઇને આપણને દુર્બળ, ભીરૂ અને ભયભીત બનાવે છે. ભય, ચિંતા, ઉદ્વેગ, એ આપણો ઇશ્વર સાથેનો સંબંધ નષ્ટ થયો છે અને આપણે આપણા પ્રગતિના પંથથી ભુલા પડયા છીએ તેની સાબિતિ રૂપ છે. પરમાત્મા પ્રત્યેનો આપણો સંપૂર્ણ પ્રેમ આપણને નિડર બનાવે છે કારણ કે પરમાત્મા જ આ સૃષ્ટિના સ્વામિ હોઇ આપણને ડરાવનારી વસ્તુ કોઈ રહેતી જ નથી. જ્યારે આપણને પરમાત્માનો સાક્ષાત્કાર થાય છે ત્યારે આપણા તન, મન, અને આત્મામાંથી દૌબલ્ય, મર્યાદા, થાક, કાયરતા તથા આશંકાના સઘળા વિચાર નાશ પામી નિર્ભયતાની પ્રાપ્તિ થાય છે. મનુષ્યે જેમ જેમ પોતાના પ્રભુ સાથેના દિવ્ય સંબંધની પ્રતીતિ વધારે કરતો જાય છે તેમ તેમ તે બીજાઓ સાથે પણ અધિક ઉમદા અને ઉદાર વર્તણુંક ધરાવતો થાય છે અને આ જગતની સમસ્ત નુકશાનકારક વસ્તુઓથી અધિકાધિક દુર જતો જાય છે. જે પળે આપણામાં પરમાત્મા પ્રત્યે દ્રઢ નિષ્ઠા, ઉત્પન્ન થાય છે તે જ ક્ષણે આપણાં તન મનમાં નવિન શકિત ઉત્પન્ન થાય છે અને આપણા હિંમત, શ્રદ્ધા તથા સર્વ સદ્ગુણોની અપાર વૃદ્ધિ થાય છે. પરમાત્મા

સત્ય સ્વરૂપ હોઇ સત્ય અને ન્યાય વિષે માણસ જેટલું વધુ ચિંતન કરે છે, જેટલું ઉમદા આચરણ કરે છે તેટલા પ્રમાણમાં તે વધુ મહાન અને વધુ પ્રગતિશાળી બને છે. જ્યાં સુધી મનુષ્ય પરમાત્મા સાથે દિવ્ય સંબંધથી જોડાતો નથી ત્યાં સુધી તે પોતાની શકિતની પરાકાષ્ઠા પર પહોંચી શકતો નથી. જેટલા પ્રમાણમાં આપણે આત્મા અને પરમાત્માનો સંબંધ વધું દ્રઢ કરીએ છીએ એટલા પ્રમાણમાં વધું આરોગ્ય, વધુ ઉન્નતિ અને વધુ સુખની આપણને પ્રાપ્તિ થાય છે. આ દિવ્ય સંબંધની બહાર જરા પણ આરોગ્ય અને લેશમાત્ર સુખ રહેલું નથી. માત્ર પરમાત્માની સાથેના સબંધથી જ આપણે સર્વ શાંતિ અને સુખ પ્રાપ્ત કરી માનવ જીવનનું ધ્યેય સિદ્ધ કરી શકીએ છીએ.

આપણે યાદ રાખવું જોઇએ કે સદ્‌ગુણોથી આપણે જેટલા દુર જઇએ છીએ, ન્યાય, સત્ય, શાંતિ, પ્રેમ ઇત્યાદિ દૈવી ગુણોથી આપણે જેટલા દુર રહીએ છીએ, તેટલા જ પ્રમાણમાં આપણ પરમાત્મા સાથેનો આપણો દિવ્ય સંબંધ તોડીએ છીએ. સકળ સુખ પરમાત્મામાં જ રહેલ હોઈ તેને રીઝવવાને બદલે ખીજવવા જેમાં આપણાં આચરણથી આપણે આપણાં ઉન્નતિના માર્ગથી ભ્રષ્ટ થઇએ છીએ તે આપણે કદાપિ ભૂલવું ન જોઈએ.

આપણા દિવ્ય આત્મામાં દિવ્ય પરમાત્મા રહેલા છે એવું ભાન આપણને થતાં જ આપણી સઘળી નિરાશાઓ અને દીલગીરીઓનો નાશ થઈ આપણને દૈવી સામર્થ્ય પ્રાપ્ત થાય છે. આંપણું જીવન ઉન્નત બની જાય છે એમ આપણી શકિત-ઓમાં અજબ વધારો થાય છે. જે મનુષ્યો સૃષ્ટિના સર્જનહારની

સાથે પોતાનો સંબંધ જોડયો છે તે મનુષ્યમાં સામાન્ય જન-સમાજથી જુદાજ પ્રકારનું અદ્ભુત સામર્થ્ય ઉત્પન્ન થાય છે. જ્યાં સુધી આપણે આપણા વિકાર અને અજ્ઞાનનો ત્યાગ કરી દિવ્ય આત્મા પરમાત્મા જ્ઞાનની પ્રાપ્તિ કરી શકતા નથી ત્યાં સુધી આપણી ઉન્નતિ થતી જ નથી. આપણે પરમાત્માના દિવ્ય પુત્રો છીએ અને આપણને એને, અખંડ આશ્રય છે. તે આપણી સમીપ, આપણાં આત્મામાં જ રહેલા છે અને આપણા સઘળા કાર્યમાં આપણને દોરવણી આપી વિજય અપાવે છે એવા વિચાર મજબુતપણે ધારણ કરવાથી આપણા સર્વ પ્રકારના ભય અને ચિંતાનો નાશ થઇ સુખ અને સમૃદ્ધિની વૃદ્ધિ થાય છે.

## ૧૪. તન અને મનની સ્વસ્થતા.

સુખ અને સમૃદ્ધિની શોધમાં ફરતો માણસ જો પોતે કોઈપણ કાર્ય સ્વસ્થતાપૂર્વક કરી શકે તો તેની શોધની સફળતામાં ઝાઝો વિલંબ થતો નથી. આ સંસારરૂપી નાટકશાળામાં આપણે ગમે તે ભાગ ભજવતા હોઈએ પરંતુ જો આપણે એક સૂર યાને એકનિષ્ઠ—અપ્રતિ એકાગ્ર નહિ હોઇએ તો આપણો ભાગ બરાબર ભજવાશે નહિં. એકનિષ્ઠ થયા વિના કાર્ય સફળ થતું નથી. અસ્વસ્થ મન ઉત્તમ કાર્ય કરી શકતું નથી. ઉદ્વેગ, ચિંતા, તિરસ્કાર, દ્વેષ, ક્રોધ, લોભ, સ્વાર્થ વિગેરે સર્વ નાશકારક મનોવૃત્તિઓ આપણી કતૃત્વશકિતના ભયંકર શત્રુઓ હોઈ તેનો સર્વથા ત્યાગ કરી સ્વસ્થતા ધારણ કરી આપણે સંસારની રંગભૂમિ પર પ્રવેશ કરવો જોઇએ.

માનસિક સ્વસ્થતા વિનાના માણસોને નાની નાની બાબતો પણ કંટાળો ઉપજાવો છે. પરંતુ શાંત મનના માણસો પર તે જરાપણ અસર કરી શકતી નથી. મરકી, અકસ્માત, આગ, દેવાળું, મિલ્કતનો અથવા મિત્રનો નાશ, કોઈપણ પ્રકારનું મહાસંકટ આવી મોટી મોટી ઘટનાઓથી પણ સ્વસ્થ મનના માનવીનું ચિત્ત વિભ્રાંતિને પામતું નથી. શાંત અને સ્વસ્થ મન સઘળી માનસિક શક્તિઓનું સંયોજન કરે છે જ્યારે ચંચળ મન હંમેશાં પતિતપણાને પામતું જાય છે. ચંચળતાને લીધે સર્વ માનસિક શક્તિઓ છિન્નભિન્ન થઈ જાય છે અને વ્યવસ્થા, સંયોગ તથા બળનો નઃશ થઈ મનુષ્ય પોતાની ફરજો બરાબર બજાવી શકતો નથી.

સ્વસ્થતા યાને તન મનનું આરોગ્ય એ જ આપણી સઘળી સફળતા, સૌંદર્ય અને સુખની ચાવી છે. એથી આપણી સઘળી માનસિક, અને નૈતિક શક્તિઓને બળની પ્રાપ્તિ થાય છે. શાંતિ, ગંભીરતા, મિલનસાર અને મધુર સ્વભાવ આ સદ્ગુણો આપણા માનવયંત્રમાં નવિન જોશ ઉત્પન્ન કરે છે જ્યારે ચિંતા અને ઉદ્વેગ એ યંત્રને શિથિલ બનાવે છે. સ્વસ્થ મનના મનુષ્યને પોતાના પરમાત્માની સાથેના દિવ્ય સંબંધનું અખંડ જ્ઞાન રહેતું હોઈ તે આપત્તિની અને આપત્તિના ભયની હદ સ્હેલાઇથી આળંગી જાય છે. જ્યારે અસ્વસ્થ મનના મનુષ્યનું ચિત્ત વિભ્રાંતિને પામેલ હોઈ તે સંસારની ભવાટવીમાં ભૂલો પડી જાય છે.

કેટલાક ડાહ્યા મનુષ્યો પણ પોતાના મનને સુવ્યવસ્થિત રાખવાની બાબતમાં અતિ સંકુચિત દ્રષ્ટિના, અજ્ઞાન અને મૂર્ખ હોઈ, પોતાનું કાર્ય બરાબર કરી શકતા નથી. જે માણસનું મન અસ્સ્સ્થતામાંથી મુક્ત હોતું નથી તે પોતાની પ્રવૃત્તિ પ્રત્યે યોગ્ય ધ્યાન આપી શકતો નથી, અને પોતાનું જીવન નિષ્ફળતામાં વિતાવે છે. સ્વસ્થતા અને શાંતિ વિનાના મનુષ્યો સમર્થ છતાં માત્ર સાધારણ કાર્યોમાં પોતાનું કિંમતી મનુષ્યજીવન ગુમાવે છે. આવા મનુષ્યોને જો કોઈ દોરનાર, યોજનાર અને તેમની અશાંતિ અને અસ્વસ્થતાને દુર કરનાર સબળ સહાયક મળે તો તેઓ ઇતિહાસમાં અમર બને એવાં મહા કાર્યો કરી શકે છે. જે માણુસ પોતાને કંટાળો આપનારી અને લક્ષ્ય ચુકાવનારી હજારો વસ્તુઓથી પર બનીને પોતાના લક્ષ્યબિંદુમાં એકનિષ્ઠ થઈ શકતો નથી તે આ જગતમાં કોઇપણ મહત્વનું કાર્ય કરી શકતો નથી.

આપણા મગજનું અને શરીરનું યંત્ર કામ અત્યંત નાજુક હોઈ આપણા મનની કોઈ પણ ખરાબ વૃત્તિને છુટી મુકી દેવાથી તે આપણને થોડા જ સમયમાં ભયંકર નુકશાન કરે છે. દાખલા તરીકે એક ક્ષણભરનો ક્રોધ આપણા જીવનના સાચા સાથીને સુયોગ્ય મિત્રને આપણાથી વિમુખ કરવા પુરતો થઈ પડે છે! માનવ મગજ રૂપી અમૂલ્ય વસ્તુ સરજનહારે આપણને ભેટ કરેલ હોઈ તેને સ્વસ્થ અને શાંત રાખી સદુપયોગ કરવાને બદલે જો આપણે દુરૂપયોગ કરીએ, ખરાબમાં ખરાબ, દુષ્ટમાં દુષ્ટ અને નાશકારક વિચારો કરીએ તો આપણે આપણા પગ પર જ કુહાડો મારીએ છીએ એમ ચોક્કસ માનવું. મનુષ્યનું મગજ એ એક ઉન્નતિના માર્ગનું અપૂર્વ સાધન હોઈ તેની પાસેથી યુક્તિપૂર્વક આપણું કાર્ય કઢાવી લેવું જોઈએ. તેને બદલે જો આપણે, જ્યારે એ અશાંત અને થાકેલું હોય અગર જ્યારે એની ઉત્પાદક શકિત અદ્રશ્ય થઈ ગઈ હોય અને તેની ગ્રહણ શકિત મંદ બની ગઈ હોય ત્યારે જોરે જુલમથી તેની પાસેથી કામ કઢાવીએ, અથવા તો આપણે એને ચ્હા, તમાકુ, ભાંગ, ગાંજો, દારૂ, અફીણ વિગેરે ઉત્તેજક ઉપાયો વડે અને અઘટિત લોભજન્ય ઇચ્છા શકિતથી એને પરાણે કાર્ય કરવાની ફરજ પાડીએ તો તે ઘણી વાર અકાળે પાયમાલ અને શકિતહીન બની જાય છે.

જગતસૃષ્ટાએ આપણા મગજની રચના એટલું બધું મહાન સુખ પ્રાપ્ત કરી આપવાને માટે અને એટલું બધું ભવ્ય તથા ઉમદા જીવન જીવવાને માટે કરેલી છે કે જો આપણે તેને વગર સમજ્યે, જંગલી, અનાડી અગર પાશવ રીતે વાપરીએ

તો આપણે જ આપણું જીવન ખારૂ બનાવી દઈએ છીએ એમ ન બને એટલા માટે આપણે આપણી જાતને એવી કેળવવી જોઈએ કે ગમે તેવા સંયોગોમાં પણ આપણે આપણા મનની સ્વસ્થતા અને સમતોલપણું ગુમાવી દઈએ નહિ. મનનું આવું સમતોલપણું પ્રાપ્ત કરવાથી ગમે તેવા સંકટમાં પણ આપણે, શાંત રીતે ડહાપણભરેલું અને યોગ્ય કાર્ય કરવાને સમર્થ થઈશું.

આપણે આપણા કાર્યમાંથી લક્ષ્ય ચુકાવનાર દરેક વિચારો અને આપણા પુરૂષાર્થમાં વિઘ્ન કરી આપણા મનને અશાંત અને અસ્વસ્થ બનાવનારી હજારો વસ્તુઓથી દૂર રહેવાને માટે આપણી જાતને, આપણા તન, મન અને અંતરને વિચાર અને ભાવનાના ઉચ્ચતર સામ્રાજ્યમાં સ્થાપિત કરી દેવી જોઈએ કે જ્યાં આપણને વિશેષ શુદ્ધ વાતાવરણ મળી શકે. નિષ્ફળતાઓ અને નિરાશાઓથી ગભરાઈ ન જતાં આપણે આપણા સત્ય સ્વરૂપની શોધ કરી, આત્મજ્ઞાનની પ્રાપ્તિ કરી એ આત્મામાં રહેલા સચ્ચિદાનંદરૂપ પરમાત્માની સાથે દિવ્ય સંબંધ જોડી દેવો જોઇએ. આ દિવ્ય સંબંધથી એ પરમાત્માના સર્વ ગુણો આપણને પ્રાપ્ત થાય છે અને પરિણામે આપણી અશાંતિ અને અસ્વસ્થતા દુર થઈ તન અને મનની શાંતિ અને સ્વસ્થતા પ્રાપ્ત થાય છે અને આપણે ઉન્નતિને માર્ગે નિર્વિઘ્નપણે—નચિંતપણે સરળતાપૂર્વક વિચરણ—આગળ અને આગળ—કરી શકીએ છીએ!

## ૧૫. પ્રકૃતિને જીતો.

જીવનમાં આગળ વધવા માટે મનુષ્યે પોતાની પ્રકૃતિને—સ્વભાવને જીતવાની ખાસ જરૂર છે. મનુષ્ય પોતાના સ્વભાવને વશ થઇને ઘણી વખત ન કરવાનું કાર્ય કરી બેસે છે. આપણે ઘણી વખત જોઇએ છીએ કે કેટલાંક હતભાગી મનુષ્યો પોતાના ક્રોધી સ્વભાવને લીધે સારી જગ્યાઓ ગુમાવી બેસી જીવનની ઉત્તમ તકો ખોઈ બેસે છે અને પરિણામે સામાન્ય સ્થિતિમાં જ જીવન ગુજારવું પડે છે, ક્રોધી સ્વભાવવાળાં મનુષ્યોને ઘણી વખત ઘણું સોસવું પડે છે, તેઓ વારંવાર લજ્જિત અને અપમાનિત બને છે. કેટલાંક મનુષ્યો સારી જગ્યા પ્રાપ્ત કરવાને અનેક વર્ષો સુધી તનતોડ મહેનત કરે છે પરંતુ કોઇક વખત પોતાના સ્વભાવને વશ થઈ ક્રોધના આવેશમાં તેનો એકાએક ત્યાગ કરી બેસે છે અને અનેક વર્ષોની મહેનત બરબાદ જાય છે.

ક્રોધી સ્વભાવવાળા મનુષ્યો કોઈપણ કાર્ય પાર પાડી શકતા નથી કારણ કે શાંતિના અભાવે તેઓ કોઇક નજીવા પ્રસંગે સ્વભાવને વશ થઇ ઉતાવળું અને અઘટિત પગલું ભરી કર્યું કારવ્યું ધુળમાં મેળવી દે છે. ઘણાં મનુષ્યો એ જ સ્વભાવને લઇને પોતાની પાસે સારાં સારાં સર્ટીફીકેટો અને ભલામણપત્રો હોવા છતાં કોઈ જગ્યા પર કાયમ ટકી શકતા નથી અને પરિણામે આગળ વધી શકતા નથી. કેટલાય સશક્ત, બળવાન, બુદ્ધિશાળી અને શક્તિ તથા ચૈતન્યથી ભરેલાં મનુષ્યો માત્ર પોતાના ક્રોધી સ્વભાવને લીધે જ પોતાનાં અને પોતાનાં કુટુંબના ભરણપોષણ માટે પણ ફાંફાં મારતાં નજરે પડે છે! જો તેઓ

એમના એ એક જ દુર્ગુણનો ત્યાગ કરી શકે તો પોતાની અને બીજાની ઉન્નતિ સહેલાઇથી સાધી શકે એમાં શંકાને સ્થાન જ નથી.

કેટલાયે સમર્થ અને શક્તિવાળા મનુષ્યો ક્રોધને વશ થઈને પોતાનું જીવન બગાડી નાખે છે અને પોતાના કોઇ કાર્યમાં સફળતા સાધી શકતા નથી. પોતાને પ્રાપ્ત થયેલી સારી સારી જગ્યાઓ અસાવધતાને લીધે આવા મનુષ્યો ગુમાવી બેસે છે. મહત્વાકાંક્ષી, ઉદ્યમમાં અને પુરૂષાર્થ કરવામાં તત્પર એવા પણ અનેક મનુષ્યોને પોતાની ઉત્તમ શક્તિના પ્રમાણમાં ઘણું જ ઓછું પ્રાપ્ત કરતા આપણે જોઈએ છીએ કારણ કે તેઓનો સ્વભાવ તેમના કાબુમાં હોતો નથી. ક્રોધના આવેશમાં તેઓ સારાનરસાનું ભાન ભૂલી જાય છે અને અવિચારી કાર્ય કરી બેસે છે, અને અનેક વર્ષોના ઉદ્યમથી કરેલું કાર્ય નષ્ટ કરી નાખે છે!

કોઈપણ કાર્યમાં આગળ વધવા માગતાં મનુષ્યે વિજય વાંચ્છતા મનુષ્યે—કાયમને માટે ક્રોધનો ત્યાગ કરી શાંતિ મેળવવી જોઇએ તો તે પોતાના કાર્યમાં સફળતા સાધી શકશે. જો કોઈ ડૉકટર દુ:ખથી પિડાતા માણુસની ચીસોથી પોતાના મિજાજ પરનો કાબુ ગુમાવી બેસે તો તેનું કેવું વિચિત્ર પરિણામ આવે? જો કોઈ વ્યાપારી ગ્રાહકની માગણીથી કોઈ કરી ન બોલવાનું બોલી નાખે તો તે ગ્રાહક ફરી તેની દુકાન સામું પણ જુએ ખરો? પરિક્ષામાં નાપાસ થએલ વિદ્યાર્થી પરિક્ષક પર ક્રોધ કરી ફરી પ્રયત્ન ન કરે તો તેમાં નુકશાન કોને?

ઘડી ઘડીમાં ક્રોધાયમાન થતાં મનુષ્યોને પોતાની જાત ઉપર જરાય કાબુ રહેતો નથી. કોઇ પણ વસ્તુની પાછળ

કરેલા સખ્ત પરિશ્રમ તેઓ એક ક્ષણમાં જ રદ કરી બેસે છે. આથી દરેક મનુષ્યે સર્વ સંયોગોમાં પોતાના સ્વભાવ પર કડક અંકુશ રાખી પોતાની જાતને કાબુમાં રાખવી ઘટે. દરેક મનુષ્યને જગતમાં આગળ–વધવાની–નામાંકિત થવાની સુખો અને આબાદ થવાની–પૈસાપાત્ર થવાની ઇચ્છા તો હોય છે પરંતુ તે પોતાની જાતનો સ્વામિ ન બની શકે ત્યાં સુધી કદાપિ પોતાની ઇચ્છા પરિપૂર્ણ કરી શકતો નથી, જે પોતાની જાતને કાબુમાં ન રાખી શકે તે વિપરીત પરિસ્થિતિને તાબાના અનેક પ્રકારના માણસોને કેવી રીતે અંકુશમાં રાખી શકે? ધીરજ રાખવી ગમે એટલી મુશ્કેલ હોય છતાં જે માણસ ધીરજ ધારી શકે છે, ઉશ્કેરાવાનું ગમે એટલું સબળ કારણ છતાં જે મનુષ્ય શાંતિ પકડી શકે છે, આજુબાજુ વ્યાપેલા ક્રોધના ભયંકર વાતાવરણમાંથી પણ જે અલગ રહી શકે છે તે જ માણસ માન, મરતબો અને મહત્તાનો અધિકારી બની શકે છે. શારીરિક, આર્થિક અને આધ્યાત્મિક પ્રગતિ કરી શકે છે!

## ૧૬. બિનહરીફ બનો.

આ જગતમાં મનુષ્યને મહત્તા અપાવનાર તેનું કાર્ય જ છે. જે મનુષ્ય વધારે સારૂં કાર્ય કરી શકે છે તે વધારે મહાન બની શકે છે. આપણા માનસિક અને શારીરિક કામનાં ઉત્તમ ફળ મેળવવાનો એક માત્ર માર્ગ આપણું સર્વોત્તમ, સર્વ શ્રેષ્ઠ કાર્ય છે. અર્થાત બીજા મનુષ્યોએ કરેલાં કાર્ય કરતાં વધારે સારૂં કાર્ય કરી બતાવવું એ જ આપણી અનોખી સિદ્ધિનો ઉપાય છે. સર્વોત્તમ કાર્ય સર્વે ઠેકાણેથી માન અને આદર સહુજેજ મેળવી લે છે, તેમાં અન્ય પરિશ્રમની યા જહેમતની જરૂર જરાય પડતી નથી !

મનુષ્યના ઉત્તમોત્તમ પ્રયત્નની હંમેશાં આશા રાખી તેની જ માગણી કરવાથી તેના જીવન પર અપાર અસર થાય છે. કોઇપણ કાર્ય સાધારણપણે કરવું અને બરાબર યથાર્થ કરવું, એ બન્નેની વચ્ચે—મધ્યમતા અને શ્રેષ્ઠતાની વચ્ચે—સાધારણ સારા અને સર્વોત્તમ કામ વચ્ચે—ઘણો જ તફાવત છે. આપણે ગમે તે કામ કરતા હોઇએ—એક શિક્ષક તરીકે વિદ્યાર્થીઓને ભણાવતા હોઇએ—એક ખેડુત તરીકે ખેતી કરતા હોઇએ—એક ડોકટર તરીકે દવા આપતા હોઇએ યા વકીલ તરીકે કેસ લઢતા હોઇએ—પરંતુ તે હરકોઈ કાર્યમાં જો આપણે હંમેશાં ઉત્તમમાં ઉત્તમ ધોરણ સાચવી જ રાખવાનો નિશ્ચય કરીએ તોતે વિચારમાં રહેલું અદ્રશ્ય બળ આપણને—આપણી વૃત્તિને ઉચ્ચ બનાવે છે. આ પ્રકારની ઉચ્ચ વૃત્તિ હલકા આદર્શોવાળા—અંધકારમાં અથડાતા મનુષ્યના

ચારિત્ર્યમાં હોતી નથી. આપણે જે કાર્ય કરતા હોઈએ તેમાં આપણી સર્વોત્તમ શક્તિ ખરચી નાખવાનો આપણો નિર્ધાર આપણી ઉચ્ચતમ શક્તિઓને વ્યાયામ આપે છે, તેમનો વિકાસ કરે છે અને ઘણીયે વાર સુષુપ્ત અવસ્થામાં પડી રહેલા ઉત્તમોત્તમ ગુણોને જગાડી બહાર લાવે છે.

હંમેશાં સારામાં સારૂં કાર્ય કરી બતાવવાની ટેવ મનુષ્યને તેના પ્રગતિના પંથમાં મહાન સહાયકર્તા થઈ પડે છે. જે મનુષ્યને હર કોઈ કાર્ય સંપૂર્ણપણે પાર પાડવાની ટેવ હોય છે તેની મનોવૃત્તિ શાંત હોય છે. તે કદાપિ પોતાના મન પરનો કાબુ ગુમાવતો નથી, અને તે પોતાના કાર્યમાં આવતાં કોઈ પણ વિઘ્નથી ડરતો નથી. જે મનુષ્ય પોતે હાથમાં લીધેલું કાર્ય સર્વોત્તમ રીતે સંપૂર્ણ કરી શકે છે તેના અંતરમાં કોઈ અનેરો આનંદ થાય છે, જે આનંદ, અર્ધા અંતઃકરણથી, જેવાં તેવાં કાર્યો, જેમ તેમ કરી નાખનારા મનુષ્યો કદાપિ અનુભવી શકતા નથી હાથમાં લીધેલું કાર્ય કોઈ રીતે બગડે નહિ અને તે સારામાં સારી રીતે પુરૂં થાય આવી કાળજીવાળા મનુષ્યો તેમના સર્વ કાર્યમાં સંપૂર્ણ સફળતા પ્રાપ્ત કરી શકે છે. જ્યારે આપણા હૃદયમાં એવા પ્રકારનો વિશ્વાસ ઉત્પન્ન થાય છે કે આપણે ધાર્યું કામ સારામાં સારૂં કરી બતાવીશું ત્યારે આપણી કાર્ય શક્તિ પણ સંપૂર્ણપણે ખીલી નીકળે છે અને આપણને સ્હાય કરે છે. પરંતુ જો આપણામાં એવા વિશ્વાસની ખામી હોય તો આપણે આપણું કાર્ય પુરેપુરા દીલથી પુરેપુરી શક્તિથી—પુરેપુરી નિડરતાથી નથી કરી શકતા. આપણા સામર્થ્યની પ્રોત્સાહક પ્રતીતિ આપણી શક્તિઓને પોતાનો સંપૂર્ણ વિકાસ કરવાને

ઉત્તેજિત કરે છે અને આપણાં માનસિક, નૈતિક અને શારીરિક શક્તિઓનાં દ્વારને ખુલ્લા કરી નાખે છે.

આ સંસારમાં સફળતા મેળવવા માટે આપણે એવો નિશ્ચય કરી લેવો જોઇએ કે કોઈ પણ હાથ ધરેલું કાર્ય સંપૂર્ણ કર્યા વિના અને તેની ઉપર પોતાની ઉત્તમોત્તમ શક્તિનો પૂરેપૂરો ઉપયોગ કર્યા વિના છોડવું જ નહિ. આપણી આજુ-બાજુના મનુષ્યો ઉતાવળ યા ગુસ્સો કે બડબડાટ કરતાં હોય તેને ન ગણકારતાં આપણે આપણા સિદ્ધાંતને અનુસરી આગળ વધ્યે જવું. આપણે આપણા કોઇ પણ કાર્યમાં જરા પણ અપૂર્ણતા ન રહેવા દેતાં તેને શ્રેષ્ઠતા અને સંપૂર્ણતામય જ બનાવવાં. હંમેશાં દ્રઢ નિશ્ચયપૂર્વક સાંગોપાંગ સંપૂર્ણ કાર્ય કરવાની ટેવ શુભ ચારિત્ર્યનો વિકાસ કર્તા અને સફળતા તથા સુખદાયી થઈ પડે છે, ત્યારે અધુ અને અપૂર્ણ કામ કરવાની ટેવ સફળતા અને ચારિત્ર્યનો નાશ કરનાર બને છે. આપણું કાર્ય શ્રેષ્ઠ છે કે સાધારણ એ આપણું અંતર જ કહી આપે છે, તેમાં બીજાના અભિપ્રાયની જરાય જરૂર પડતી નથી. જો આપણો અંતરાત્મા કબુલ કરે કે આપણે કરેલું કાર્ય સર્વોત્તમ છે તો તે જરૂર જગતમાં પ્રશંસનીય થઈ પડશે, એથી ઉલટું કદાચ આપણા કાર્યના બહાર વખાણ થતાં હોય પરંતુ આપણો અંતરાત્મા તે કબુલ કરતો ન હોય તો આપણે ચોક્કસ માની લેવું જ કે આપણે કરેલું કાર્ય સર્વ શ્રેષ્ઠ તો નથી જ. માટે હંમેશાં આપણે કોઈ પણ કાર્ય કરતી વખતે આપણને પૂછતાં રહેવું જોઇએ કે આ કાર્ય બરાબર, સારામાં સારી રીતે થાય છે કે નહિ? જો આપણો આત્મા

જવાબ આપે કે નહિં, તું આ કાર્ય બરાબર જોઈએ તેટલી પ્રાવધતાથી, નિડરતાથી અને કુશળતાથી નથી કરતો તો આપણે એ કાર્યને એવી જ રીતે આગળ વધતાં અટકાવી આપણા આત્માને સંપૂર્ણ સંતોષ મળે તેવી રીતે કરવું જોઇએ. તો જ આપણે બિનહરીફ ગણાઈશું, અજોડ બનશું. આથી વિરૂદ્ધ આચરણ કરવાથી આપણે સામાન્ય જનતામાં ભળી જઈશું, આપણું કાર્ય જેવું તેવું ગણાશે, અને આપણે આગળ વધી શકીશું નહિ, આપણું કાર્ય દીપી ઉઠશે નહિ.

આથી આપણે આપણી કારકીર્દિના પ્રારંભમાં જ એવો દૃઢ નિશ્ચય કરી લેવો જોઇએ કે હું કોઈપણ કાર્ય બને તેટલું સારામાં સારૂં કર્યા વિના હાથ ખંખેરી નાખીશ નહિ. આપણે આપણા કાર્યમાં આપણા ચારિત્ર્યની અને ઉત્તમતાની છાપ પાડવી જોઇએ, જો આપણે આપણા કાર્યને શ્રેષ્ઠતાનો સિક્કો લગાવીશું તો બીજી કોઈ છાપ કે માર્કાની જરૂર રહેશે નહિ, તે સર્વ ઠેકાણે સ્વાગત પામશે! આપણા સર્વોત્તમ કાર્યથી આપણે બિનહરીફ બનશું અને કોઈ આપણી પાસે અથવા હરિફાઈમાં ઉભું રહી શકશે નહિ!

## ૧૭. કાર્યશક્તિના સંરક્ષણની અગત્યતા.

આ કર્મભૂમિમાં કર્મ કરવા માટે કાર્યશક્તિનો વિકાસ અને સંચય કરવો જરૂરી છે. આપણી ઉન્નતિની ચાવી આપણી પાસે જ છે. આપણું પોતાનું શારીરિક અને માનસિક સામર્થ્ય એ આપણું મુખ્ય હથિયાર છે, પ્રત્યેક વસ્તુ આપણી શારીરિક અને માનસિક સ્થિતિ પર જ આધાર રાખે છે. કારણ કે તે જ આપણા સામર્થ્ય પર, બળ પર અને કતૃત્વશક્તિ પર શાસન ચલાવે છે, આપણા હરકોઇ કાર્યમાં આપણે જેટલી શારીરિક અને માનસિક શક્તિ ખર્ચી શકીશું તેટલા જ પ્રમાણમાં આપણને સિદ્ધિ અને સફળતા પ્રાપ્ત થશે. આપણી કાર્યશકિતને સીધી યા આડકતરી રીતે ઘટાડનારી કોઈપણ વસ્તુને આપણે દૂર કરવી જોઇએ. આપણી કાર્યસિદ્ધિનો સઘળો આધાર આપણી શકિતરૂપી મુડી અને તેનો સારી રીતે–વ્યવસ્થિત રીતે સદુપયોગ કરવા ઉપર રહેલો છે. જો આપણે આપણી કાર્યશકિતને ખરાબ વ્યસનોથી, ખરાબ આચાર વિચારોથી કે ખરાબ ટેવોથી વેડફી નાખીશું તો આપણે આપણા ધ્યેયની સિદ્ધિથી દુર થતા જઈશું.

મનુષ્યનો પ્રત્યેક અવિચાર, પ્રત્યેક વ્યસન અને પ્રત્યેક દુર્બળતા તેની કાર્યશકિતમાં એક એવું છિદ્ર પાડે છે કે જેમાંથી સફળતા સ્હેલાઇથી સરી પડે છે અર્થાત હાથમાંથી જતી રહે છે !

આપણી પાસે રહેલી શારીરિક અને માનસિક કાર્યશકિતનો ડહાપણભર્યો ઉપયોગ કરતાં, તેનાથી સંપૂર્ણ મળી શકે એટલો બધો જ લાભ ઉઠાવતાં–અને આપણું ધ્યેય સિદ્ધ થાય ત્યાં સુધી સાચવીને વાપરતાં આપણે શીખી લેવું જોઇએ. આપણી કાર્ય-

શકિતને ગુમાવી ન દેતાં, વેડફી ન નાખતાં તેને બરાબર કેળવી તેની પાસેથી યુકિતપૂર્વક કામ લેવું જોઇએ. આપણે આપણા શારીરિક અને માનસિક સામર્થ્યના પ્રત્યેક અણુને જીવનની અમૂલ્ય મુડી તુલ્ય સાચવી રાખી તેનો યોગ્ય બદલો મળે ત્યારે જ ખર્ચવો જોઇએ. આપણી શકિતના જરા પણ અપ-વ્યયને માટે આપણે ભયંકર જવાબદારી વ્હોરી લઇએ છીએ તેનું આપણે સતત ભાન રાખવું જોઇએ. આપણે આપણી શકિત વહી જાય એવા પ્રત્યેક છિદ્રને બંધ કરી નાખી આપણી સફળ-તાની ચાવીને સાચવી રાખવી જોઇએ. તદુપરાંત આપણે આપણી પ્રત્યેક શકિત અને દરેક અવયવને સારામાં સારી સ્થિતિમાં રાખવાં જોઇએ કે જેથી કોઇપણ કાર્યના આરંભમાં આપણે સરળતાથી શરૂઆત કરી શકીએ.

આપણે આપણી પોતાની જાતને હંમેશાં કામને લાયક રાખવી જોઇએ, જેથી આપણે હરકોઇ કાર્ય સરળતા અને ગંભીરતાપૂર્વક કરી શકીએ અને જરૂર કરતાં વિશેષ શ્રમ કરવો પડે નહિ. એક વિજેતાની પેઠે આપણે આપણું કાર્ય હાથ ધરવું જોઇએ. જે માણસમાં અખંડ તાકાત ભરેલી હોય છે તેની રીતભાત પણ શકિતનો પ્રકાશ ફેલાવે છે અને તેના સમસ્ત અંગમાંથી કાર્યશકિતનું તેજ ઝળહળી ઉઠે છે. આવો તાકાતવાન મનુષ્ય એક વિજેતાની માફક આચરણ કરી હાથ ધરેલું કાર્ય આબાદ રીતે પુરૂં કરે છે. બીજી તરફ નબળી કાર્યશકિતવાળા મનુષ્યને સફળતા સાંપડતી નથી. તેના અનિ-શ્ચિત પગલામાં, તેની અપૂર્ણ ઇચ્છામાં, તેના અદ્રઢ હાથમાં કે તેના શિથિલ મગજમાં વિજય રહી શકતો નથી. અશકિતમાન

પુરૂષ કેટલીયેવાર પોતાના હાથમાં આવેલી ઉત્તમ તકો ગુમાવી દે છે કારણ કે તેમને ગ્રહણ કરવાનું, નિભાવી રાખવાનું અને ઉપયોગ કરવાનું સામર્થ્ય તેનામાં હોતું નથી, આથી આવો પુરૂષ જગતના મેદાનમાં હંમેશાં પાછળ પડી જાય છે જ્યારે સશકત પુરૂષો આગળ વધી જાય છે !

મનુષ્યે પોતાનામાં રહેલા શકિતરૂપી ખજાનાને વેડફી નાખવો ન જોઇએ. શકિતનો વ્યય થવાનાં ઘણાં કારણો હોય છે. ખોટા વિચારો કરવાથી, ચિંતા કરવાથી, ઉદ્વેગ ધારણ કરવાથી, ખોટો ડર રાખવાથી, કાર્યનો બોજો માથા પર લઇને ફરવાથી, ક્રોધને વશ થવાથી, ચીઢાઈ જવાથી અને એવાં જ બીજાં અનેક કારણોથી મનુષ્યની અમૂલ્ય કાર્યશકિત ક્ષીણ થઇ જાય છે. જો આવાં સઘળાં કારણોનો સદંતર નાશ કરી માણસ પરમાત્માએ બક્ષેલી ક્રિયાશકિતનો સદુપયોગ યોગ્ય પુરૂષાર્થમાં કરે તો તેને સઘળા મનોરથોની સિદ્ધિ પ્રાપ્ત થાય છે.

કોઈપણ મનુષ્યનું માપ તેની મુખાકૃતિ પરથી કાઢી શકાય છે. આપણું મુખારવિંદ જ સામા માણસને આપણો પુરતો પરિચય આપી દે છે, અર્થાત આપણી તુલના આપણા વ્યકિતત્વ ઉપરથી જ થઇ જાય છે, આપણી કિંમત આપણો દેખાવ, આચરણ અને રીતભાત ઉપરથી જ થઇ જાય છે. માણસ ધન યા દોલતથી ઓળખાતો નથી પરંતુ તેની સદ્દ-કીર્તિથી જ પ્રસિદ્ધિ પામે છે. કોઈપણ મનુષ્ય કેવો છે અને શું કરવાને શકિતમાન છે તેની તુલના તેના દેખાવ પરથી જ થઈ જાય છે. જો તે તેના પોશાકમાં, બોલવા ચાલવામાં તથા રીતભાતમાં વ્યવસ્થા, વિનય અને સુઘડતા વિનાનો હોય તો સ્વાભાવિક

રીતે જ તેનું કાર્ય પણ અવ્યવસ્થિત, અને અપૂર્ણ જ માલૂમ પડે છે. આપણા કાર્યમાં, રીતભાતમાં અને આપણા જીવનમાં રહેલી શિથિલતા કે બેદરકારી જરાય ગુપ્ત રહી શકતી નથી. જે માણસોનાં નાનાં કાર્યોમાં બેદરકારી હોય છે તેનાં મોટાં કાર્યોમાં પણ જરૂર બેદરકારી રહેલી જ હોય છે. આવી અપૂર્ણતા અને અવ્યવસ્થા આપણા સ્વમાનને હાનિ પહોંચાડે છે અને શકિતને ક્ષીણ કરી નાખે છે.

આપણે આપણી કાર્ય શકિતનો બરાબર સદુપયોગ કરી મનવાંચ્છિત ધ્યેયની સિદ્ધિ પ્રાપ્ત કરી શકીએ, સુખ અને સંપત્તિ મેળવી શકીએ એટલા માટે સઘળા કાર્યમાં વ્યવસ્થા અને નિયમિતતાને સ્થાન આપી દેવું જોઇએ. નિયમિતપણે સુવું તથા ઉઠવું, આપણા પોશાકમાં સુઘડતા અને સ્વચ્છતા સાચવવી, નિયમિતપણે, સ્વસ્થ અને શાંત ચિત્તે આપણી પ્રવૃત્તિનો આરંભ કરવો, આહાર અને વિહારમાં પણ સમતોલપણું સાચવવું, શરીર તથા મનને નુકશાનકારક વસ્તુઓનો ત્યાગ કરવો, આવી આવી નાની અને મોટી બાબતો મનુષ્ય જીવનને સફળતા અર્પવામાં ઘણી જ સ્હાયકર્તા થઈ પડે છે. આપણે પણ આપણા જીવનને સફળ કરવા માટે કાર્યશકિતના સંરક્ષણની અગત્યતા સંપૂર્ણપણે સમજીને આપણા જીવનને સુવ્યવસ્થિત રીતે ઘડવું જોઇએ !

## ૧૮. મુશ્કેલીઓને ગણકારશો નહિ !

કુદરતનો નિયમ છે કે જ્યાં ગુલાબ હોય ત્યાં કાંટા હોય જ. જો આપણે એ ગુલાબનું મનોહર અને સુવાસિત પુષ્પ જોઈતું હોય તો આપણે એ કાંટાઓને દુર કરવા જ જોઇએ. આ જ નિયમને અનુસરીને જો આપણે રિદ્ધિ અને સિદ્ધિ મેળવવી હોય તો તેનાં માર્ગમાં આવતી મુશ્કેલીઓને દુર કરવી જ જોઇએ, જે માણસને ઉન્નતિને શિખરે ચઢવું હોય તેણે મુશ્કેલીઓ રૂપી ખાઇઓ ઓળંગવી જ જોઇએ. પરંતુ ઘણાયે મનુષ્યો એવા હોય છે કે પોતાના કાર્યને આડે આવતી મુશ્કેલીઓથી ડરી જઇ કાર્ય ભ્રષ્ટ થાય છે. તેઓનો સ્વભાવ જ એવો હોય છે કે નાની નાની મુશ્કેલીઓને તેઓ મહાન રૂપ આપી તેને દૂર કરવાનું પોતાની શકિત બહાર માની તેને હઠાવવા માટે પ્રયત્ન જ નથી કરી શકતા અને અંતે ઘાંચીના બળદની માફક ઠેરના ઠેર પડયા રહે છે !

કેટલાક મનુષ્યોને પોતે હાથ ધરેલ દરેક કાર્યમાં મુશ્કેલીઓ જ જોવાની ટેવ હોય છે. તેઓ પોતાના માર્ગમાં આવતાં વિઘ્નોને પોતાની કલ્પના અને વિચાર દ્વારા મહાન રૂપ આપી દે છે, રાઇનો પર્વત બનાવી દે છે, અને પોતાની સઘળી હિંમત અને શક્તિ ખોઈ નાખે છે ! આવા મનુષ્યોને હંમેશાં તેઓના માર્ગમાં દૂરથી જ કુલ્પિત વિઘ્નોનો ભાસ થયા કરે છે. તેઓ કોઇ પણ કાર્યની શરૂઆત કરે ત્યાર પહેલાં જ તેમની સામે અનેકવિધ મુશ્કેલીઓ ખડી થઈ જાય છે. તેઓ વિઘ્નોની જ રાહ જોયા કરતા હોઈ, ન હોય ત્યાંથી વિઘ્નો તેમની સામા

ડા થઇ જાય છે અને તેમને સ્થાનભ્રષ્ટ બનાવી દે છે. આવા
ુષ્યોની આંખો જ વિઘ્નો જોતી થઇ જાય છે અને તેઓને
ક કાર્ય અશકય જ માલુમ પડે છે. આથી તેઓ યથાર્થ
ષ પ્રયત્ન કરી શકતા જ નથી અને પોતાની ઉન્નતિ જરાપણ
ધી શકતા નથી.

જે મનુષ્ય વિઘ્નોને જ દેખીને કાર્ય કરતો અટકી પડે
તે કોઇપણ મહાન કાર્ય કરી શકતો નથી. મનુષ્યને જો સારી
ળતા મેળવવી હોય તો તેણે વિઘ્નોને દૂર કરવાં જ જોઇએ.
ાની સામે આવેલાં સંકટોને જીતવાની જેનામાં શકિત હોય,
ટ સંયોગો અને પ્રતિકુળ પરિસ્થિતિને તરી જવાનું જેનામાં
મર્થ્ય હોય, સખ્ત પરિશ્રમ કરવાની જેનામાં તાકાત હોય
 માણુસ હંમેશાં વિજય પ્રાપ્ત કરી શકે છે. જે લોકોમાં
ની મુશ્કેલીઓને મોટું સ્વરૂપ આપવાની ટેવ હોય છે તેઓ
કત અને બળવિહોણા બની જાય છે. આવા મનુષ્યો મહાન
ર્ય કરવાને માટે થોડું સુખ, સગવડતા કે મોજશોખનો ભોગ
પી શકતા નથી. કોઈપણ કાર્યમાં આવા મનુષ્યો મહાન
કેલીઓનાં જ દર્શન કરીને જરાપણ પુરૂષાર્થ કરતા નથી.
ઈપણ કાર્યમાં તેઓ બીજાની મદદની અપેક્ષા રાખી સ્વતંત્ર-
 આચરણ કરી શકતા નથી. થોડી મહેનતે, થોડા
ત્ને અત્યંત આશા ધરાવનાર મનુષ્યો નિરાશા જ પ્રાપ્ત
 છે.

જો આપણે કોઇપણ કાર્યમાં પ્રત્યેક સમયે સંકટ અને વિઘ્નની
ંવાર તુલના અને વિચાર કર્યા જ કરીશું તો આપણે કોઈપણ
હસ ખેડી શકીશું નહિ. જે માણુસ આસાનીથી અને સ્હેલા-

છથી દૂર થતી મુશ્કેલીઓને દૂર કરવાનો ઇરાદો રાખી મહાન કાર્ય સિદ્ધ કરવાની ધારણા રાખે છે તો તેની તે ધારણા કદાપિ ફળીભુત થતી નથી. મજબુત મનનો અને દ્રઢ નિશ્ચયી મનુષ્ય પોતાના માર્ગમાં આવતી ગમે તેવી મુશ્કેલીઓને સહજે જ દૂર કરી આગળ ધસ્યે જાય છે, તે નાની મુશ્કેલીઓને મોટું સ્વરૂપ આપતો નથી એટલું જ નહિ પરંતુ મહાન મુશ્કેલીઓને પણ તુચ્છકારી કાઢી સામાન્યપણે ઓળંગી જાય છે. જે મનુષ્યો અચળ કાર્યકર્તા હોય છે, જેઓ પોતે હાથમાં લીધેલ કાર્ય પૂર્ણ કરે જ વિરામ લેવાના સ્વભાવવાળા દ્રઢાગ્રહી હોય છે. જેઓની દ્રષ્ટિ પોતાના લક્ષ્ય પર જ હોય છે તેઓ આવેલી યા આવનારી મુશ્કેલીઓ વિષે વિચાર યા ચિંતન કરવા થોભતા નથી. તેઓ તો ધસમસતી નદીના પ્રવાહની માફક પોતાના કાર્યની આડે આવતાં વિઘ્નોને તોડી ફોડી નાખી નિડરપણે આગળ વધ્યે જ જાય છે. આપત્તિને જ દેખનારા અને વિઘ્નોની રાહ જ જોયા કરનારા મનુષ્યો પોતાની જીવનનૌકાને આ સંસાર સમુદ્રમાંથી સફળતાપૂર્વક પાર લઈ જઇ શકતા જ નથી!

વિજયમાળા પહેરવાને જ સરજાયેલો યુવાન આ જગતમાં મુશ્કેલીઓ અને આપત્તિઓને દેખીને જરાય ડરતો નથી. કારણ કે તેને દ્રઢ નિશ્ચય હોય છે કે તે તેની પાસે ટકી શકશે નહિ. તેને પોતાનામાં રહેલી અતિશ્રેષ્ઠ શકિતમાં અચળ આત્મશ્રદ્ધા હોય છે અને તે જાણે છે કે સાહસથી ગમે તેવી મુશ્કેલીઓનો જરૂર નાશ કરી શકાશે. જેવી રીતે નેપોલીઅનની આગળ આલ્પ્સ પર્વત ટકી શકયો નહતો તેવી જ રીતે

ાવા યુવાન પુરૂષની આગળ હીમાલય શી મુશ્કેલીઓ ેસાતમાં નથી.

આ ઉપરથી સિદ્ધ થાય છે કે અડચણો અને મુશ્કેલીઓને ોછું મહત્વ આપી આનંદદાયક અને અનુકુળ વસ્તુઓ પર જ ષ્ટિ રાખવાથી પ્રતિકુળ અને અરૂચિકર વસ્તુઓને અલ્પ સ્રૂપ આપવાથી મહાન કાર્યો સરળ થઇ પડે છે. અને જીવન ંગ્રામના દુઃખો ઓછાં થઈ જાય છે. ખુશમિજાજી, ઉત્સાહી ાને આનંદી માણુસો પોતાની શાંતિ અને સ્વસ્થતા ગુમાવ્યા ોના મુશ્કેલીઓ અને અડચણોને સરળતાથી જીતી લેવાને ક્તિમાન બને છે. જગત સૃષ્ટાએ મનુષ્યને વિઘ્નોથી છુંદી ાખવાનો કે ઉદાસીનતાથી નાશ કરવાનો ઉદ્દેશ કદાપિ રાખ્યો જ થી. તેણે તો મનુષ્યને ઉચ્ચ કક્ષાએ પહોંચવાને જ સરજ્યો . પરંતુ તેનો સર્વ આધાર આપણી મનોવૃત્તિ પર જ રહેલો . આપણે પ્રતિકુળ સંયોગોને ઉલટાવી નાખી અનુકુળ બનાવી ા જોઇએ. આપણે જ્યાં સુધી આપણી પ્રગતિને અવરોધનારી સ્તુઓને દૂર કરતા નથી અને વિઘ્ન કરનારા પદાર્થોને દૂર ડસેલતા નથી ત્યાં સુધી આપણે મહાન પદ પ્રાપ્ત કરવાને ાયક જ નથી. આપણા પોતાના સ્વભાવો જ આપણને સૌથી ધુ વિઘ્ન કરે છે. આપણી પોતાની સ્વાર્થવૃત્તિ સુખ સગવડ ાને ભોગ વિલાસની ઇચ્છા, ભીરૂતા, શંકા અને ભીતિ એ ાપણા માર્ગમાં પથરાયેલા ભયાનક કંટકો છે જેને આપણે ાર કરી નાખવા જ જોઇએ, આપણી દુર્બળતાને હઠાવવાથી ાને આપણી જાતને જીતવાથી આપણે સારાયે જગતને જીતવાને મર્થ બનીશું એમાં શંકાને સ્થાન જ નથી.

વિજયનો સઘળો આધારં આપણી પોતાની દ્રષ્ટિ પર જ રહેલો છે. મુશ્કેલીઓ તો જંગલી જાનવર જેવી હોય છે કે જે જાતે બીકણ હોવા છતાં બહાદુરીનો ડોળ કરી આપણને ડરાવે છે. જો આપણે તેમનાથી જરા પણ ડરશું તો તે આપણો વિનાશ કરી નાખશે, પરંતુ જો આપણે મુશ્કેલીઓને ન ગણકારતાં નિડરપણે તેમના સામા થઈશું તો તેઓ તેજ ક્ષણે અગીઆરા ગણી જશે, અને આપણો વિજય થશે !

## ૧૯. પ્રમાણિકતાને અગ્રસ્થાન આપો.

"પ્રમાણિકતા એ ઉત્તમોત્તમ નીતિ છે" એ સૂત્રની અનુસાર પોતાનો જીવનપંથ ઉજાળવા ઇચ્છનારે પોતાના સર્વ આચરણમાં સત્ય અને પ્રમાણિકતાને અગ્રસ્થાન આપવું જોઇએ. સાચા દિલનો મનુષ્ય પોતાના જીવન વ્યવહારમાં હંમેશાં પ્રમાણિકતાને જ મુખ્ય પદ આપે છે. આવો મનુષ્ય સત્ય, સંપૂર્ણ પ્રમાણિકતા, ન્યાય પ્રિયતા અને માનવંતપણાનો કદી ત્યાગ કરતો નથી. નીચતા, હલકો મિથ્યાડંબર, કાયરતા, ભ્રષ્ટતા અને અપ્રમાણિકતામાંથી મનુષ્યનો વિનાશ જન્મતો હોય, તેનો આપણે સંપૂર્ણ ત્યાગ કરવો ઘટે. સંપૂર્ણ પ્રમાણિકતા, ન્યાય પ્રિયતા અને માનવંતપણા સિવાય કોઇપણ મનુષ્યને કોઇપણ કાર્યમાં શાશ્વત સફળતા પ્રાપ્ત થતી નથી. પાપનો ઘડો ફુટયા વગર રહેતો નથી એ કથનને અનુસરીને પ્રત્યેક માણસનું ખરૂં સ્વરૂપ પણ જગત સમક્ષ ખુલ્લું થયા સિવાય રહેતું જ નથી. જો આપણે સર્વાંગે શુદ્ધ હોઇશું તો આપણી અવશ્ય ઉત્તમ કદર થશે. જો આપણે ડાઘવાળા હોઇશું તો આપણે આપણું મુખ બતાવવાને લાયક રહીશું નહિ !

એક ગુન્હો અનેક ગુન્હા કરાવે છે એ મુજબ એક જુઠાણું અનેક જુઠાણાને જન્મ આપે છે, અને આખુંયે વાતાવરણ અસત્યથી ભરેલું બની જાય છે. જે કોઈ મનુષ્ય અસત્યનો આશ્રય લે છે તે તેના પોતાના જ ચારિત્ર્ય પર કલંક લગાડે છે, અને પોતાની કિંમત ઘટાડે છે, એટલું જ નહિ પરંતુ એક વખત અસત્ય બોલેલા મનુષ્યને બીજી વખત સત્ય કરતાં અસત્ય

બોલવું વધુ સ્હેલું લાગશે અને આવી રીતે તે ધીમેધીમે અસત્ય-મય જ બની જઈ પોતાની સર્વ કીર્તિ અને આબરૂ ગુમાવી બેસશે ! જે કોઈ મનુષ્ય કેવળ સત્ય બોલવાનો જ નિશ્ચય કરી પોતાનું વચન અક્ષરશઃ પાળે છે તે અખૂટ કીર્તિ અને અપાર મહત્તા પ્રાપ્ત કરે છે, અને જગતના ઇતિહાસમાં પોતાનું નામ અમર કરતો જાય છે !

ઉત્તમ ચારિત્ર્ય એ અખૂટ બળ છે. ખરૂં મનુષ્યત્વ પ્રાપ્ત કરવું, ઉચ્ચ ઉદ્દેશ રાખવો, સહૃદયતાપૂર્વક કામ કરવું. સારા અને સત્ય કામની તૃષ્ણા રાખવી, એમાં જ મનુષ્યનું સર્વોત્તમ શ્રેય રહેલું છે. જો પ્રત્યેક પક્ષ પોતાના વ્યવહારમાં પોતાના હૃદયા-ત્માને પૂછીને કામ કરે તો વ્યાપારમાં કદી પણ અસત્યાચરણ થશે નહિ. સમાજના વ્યવહારનો સઘળો આધાર પ્રમાણિકતા ઉપર જ રહેલો છે. પ્રમાણિક માણસ પોતે સુખી થાય છે અને બીજાઓને પણ સુખી કરે છે. અપ્રમાણિક માણસ પોતાના ક્ષણિક સુખને માટે બીજાઓને પહેલાં તો છેતરી જાય છે પરંતુ તેની અપ્રમાણિકતા, લુચ્ચાઇ અને બદમાશી ઢાંકયા રહેતાં નથી. અંતે તે ઉઘાડો થઈ જાય છે, તેની આબરૂને બટ્ટો લાગે છે, મનુષ્યો તેનો વિશ્વાસ કરતા નથી અને પરિણામે તેની અપ્રમાણિકતા જ તેના સર્વે દુઃખનું મૂળ થઈ પડે છે. જ્ઞાની મનુષ્યે, સમજુ માણસે પોતાના જ માનવબંધુઓની અજ્ઞા-નતા અને નિર્બળતાનો ખોટો લાભ લેવા લલચાઈ જઈને અપ્રમાણિક આચરણ ન કરવું જોઇએ. જે મનુષ્ય પોતાના જાતિબંધુને તેની અજ્ઞાનતાનો લાભ લઈ ઠગે છે તે મનુષ્ય પોતેજ ચારિત્ર્ય ભ્રષ્ટ થઈ જાય છે. સત્ય સ્વરૂપ પરમાત્માને અસત્ય આચ-રણ કેવી રીતે ગમે ?

પ્રમાણિક વ્યાપારીનો પ્રથમ સિદ્ધાંત "કિંમતના પ્રમાણમાં પૂરેપૂરો માલ આપવો" એ જ હોવો જોઇએ. દરેક વેચાણમાં, દરેક લેવડ દેવડમાં બંન્ને પક્ષને સંપૂર્ણ સંતોષ થવો જોઇએ. જે વ્યાપારી વધારે ભાવ લઈ ઓછો માલ આપવાની દાનત રાખે છે તે ભીંત ભૂલે છે! એ જ પ્રમાણે જે ગ્રાહક ઓછા પૈસે વધારે માલ લેવાની લાલચ રાખે છે તે પણ અઘટિત જ છે. જે સોદાથી બંન્ને પક્ષને સંપૂર્ણ ન્યાય મળે એ જ સોદા યોગ્ય કહી શકાય, અને તે જ બંન્નેને સુખકર્તા નીવડે. જે વ્યાપારી પોતાના ગ્રાહક પાસેથી વધારે પૈસા પડાવી ઓછો માલ આપવાની ખોટી દાનત રાખે છે તે પોતાના ગ્રાહકને ટૂંક સમયમાં જ ગુમાવી બેસે છે. જે ગ્રાહક ઓછા પૈસે વધુ માલ મેળવવાનો લોભ રાખે છે તે ઘણી વખત ભયંકર રીતે ઠગાઈ જાય છે! પ્રમાણિકતા એ જ વ્યાપારી અને ગ્રાહક બંન્નેને માટે સમાન સુખકર્તા છે!

એકદમ દ્રવ્ય સંચિત કરી દેવાની લાલસા, એકદમ પૈસાદાર બની જવાનો લોભ મનુષ્યને પોતાના કર્તવ્યનું ભાન ભૂલવે છે અને તેઓ સામા માણુસને કેમ નીચોવી નાખવો એ જ ધ્યેયથી જનસમાજનું હિત જોવાનું ભૂલી જાય છે. પરંતુ અંતે તો તેઓ જ પાછા પડી જાય છે કારણ કે તેઓ પોતાની લાલસાથી આંધળા બની અવળે રસ્તે—અસત્ય અને અપ્રમાણિકતાને રસ્તે ચઢી ગયા હતા. લક્ષ્મી દેવી સત્ય સ્વરૂપ પરમાત્માને વરેલાં હોઈ અસત્ય આચરણ કરનારાઓની પાસે ટકી રહેતાજ નથી!

જે શેઠીયાઓ પોતાના પૈસાના લોભથી પોતાના માણુસોને—

નોકરોને કામના પ્રમાણમાં પૂરતો પગાર નથી આપતા તેઓ પોતે જ તે નોકરોને અપ્રમાણિકતાના પાઠ ભણાવી રહેલા છે એ તેઓએ કદાપિ ભૂલવું ન જોઇએ. જે શેઠીયાઓએ પોતે સારી લક્ષ્મી સંપાદન કરી તેના સુખી ભોક્તા થવું હોય તેઓએ તે લક્ષ્મી પોતાને સંપાદન કરાવી આપનાર પોતાના માણસોને પૂરતો બદલો આપતાં શીખવું જોઇએ.

જે મનુષ્યોને સુખ અને સંપત્તિ જોઇતાં હોય તેઓએ પોતાને જોઈતી વસ્તુના બદલામાં કાંઈક તો આપવું જ પડશે. પોતાને જોઈતી સમૃદ્ધિનાં બદલામાં તેઓએ જગતને પોતાની સેવાઓ અર્પણ કરવી જ જોઇએ. સુખી થવા ઇચ્છનાર દરેક મનુષ્યે પ્રમાણિકપણે બીજાને પણ સુખી કરવા જ જોઇએ. ઉન્નતિના માર્ગે ચાલનાર દરેકે બીજાને પણ તેજ માર્ગે દોરી જવા જોઇએ, જે મનુષ્ય બીજાને દુઃખી કરી પોતે સુખી થવાની આશા રાખે છે, જે માણસ બીજાને લુંટી લઈ પોતે પૈસાપાત્ર થવાની ઈચ્છા રાખે છે તે માણસ પોતે પોતાના ધ્યેયમાં સિદ્ધિ મેળવી શકતો જ નથી.

સુખી થવા ઈચ્છનાર મનુષ્યે પોતાના જીવનમાં સત્ય અને પ્રમાણિકતાને પોતાનો આદર્શ બનાવવો જોઇએ. જે માણસ બીજાઓનું ભલું કરે છે તે પોતાનું જ કલ્યાણ સાધી રહ્યો છે, એમ તેણે નિશ્ચય માનવું જોઇએ, જે માણસ પોતે પ્રમાણિકતાથી બીજાઓની સાથે સદ્વર્તન કરે છે તેની સાથે બીજાઓ પણ શુભ આચરણ જ કરે છે. "વાવે તેવું લણે" એ કુદરતનો નિયમ હોઈ, સુખ અને સંપત્તિના મીઠાં ફળ પામવા માટે આપણે પણ

સત્ય અને પ્રમાણિકતા રૂપી જ છોડ ઉછેરવા જોઈએ ! પ્રમાણિક મનુષ્ય પોતાના ઉત્તમ ચારિત્ર્યથી સૌ કોઈને પોતાના તરફ આકર્ષે છે અને તેનામાં વિશ્વાસ તથા શ્રદ્ધા મુકતાં કોઇ પણ જરાય અચકાતું નથી. આવા મનુષ્યનો વ્યવહાર સરળ રીતે ચાલે છે અને તેના વ્યાપારમાં તથા વ્યવહારમાં જોઈતી મદદ તે સ્હેલાઇથી મેળવી શકે છે. અપ્રમાણિક મનુષ્ય પર કોઈ વિશ્વાસ મુકતું નથી અને તેને તેની નાણાંભીડને સમયે કોઇ સ્હાય કરવા તત્પર થતું નથી. આથી ઉન્નતિને માર્ગે વિચરનારે પોતાના આચાર તથા વિચારમાં, કાર્યમાં અને આચરણમાં સદા સત્ય અને પ્રમાણિકતાને જ પ્રાધાન્ય પદ આપવું જોઇએ. પ્રમાણિકતા એ જ આ સંસારમાં એકબીજા પ્રત્યે શ્રદ્ધા અને વિશ્વાસનો આધાર સ્તંભ છે. પ્રમાણિક યુવક બેધડક પોતાના કાર્યમાં આગળ વધી શકે છે. જે માણસની સંપૂર્ણ વિશ્વાસ-પાત્ર તરીકે ખ્યાતિ થાય છે તે જગતમાં વજનદાર માણસ બની જાય છે.

આપણે કોઈ પણ નવું સાહસ ખેડીએ, નવો ધંધો આદરીએ ત્યારે જો આપણે સારામાં સારો માલ, વ્યાજબી કિંમતે—નાના મોટા સૌ કોઇને એક જ ભાવે પ્રમાણિકપણાથી આપી શકીએ તો આપણા ધંધામાં પ્રગતિ મેળવવા માટે આપણે બીજી જાહેર ખબરો આપવાની જરાયે જરૂર રહેતી નથી. આપણી પ્રમાણિકતા અને સચ્ચાઇ જ આપણી સફળતા માટે પુરતાં છે ! માણસનું ઉત્તમ ચારિત્ર્ય, સત્ય, ન્યાયપ્રિયતા અને પ્રમાણિકપણું એ જ તેની ઉત્તમ મુડી છે અને તેનાથી તે આ જગતમાં વિશ્વાસ, પ્રીતિ અને શ્રદ્ધા જીતી લઈ સુખ અને સંપત્તિનો સ્વામિ બની શકે છે.

## ૨૦. સમયની કિંમત ન ભૂલો.

"વર્તમાનકાળને તેના અગ્ર ભાગથી પકડો" કારણ કે આ જગતમાં સમય એ એક એવી અમૂલ્ય વસ્તુ છે કે જે મનુષ્ય તેને વ્યર્થ ગુમાવે છે તે મનુષ્યને તેનું સારૂંયે જીવન પસ્તાવું જ પડે છે. "આ કાર્ય આજે તો બને તેવું નથી કાલે કરીશું." આવી પ્રકૃતિના મનુષ્યની કાલ પડતાં ઘણો જ સમય પસાર થઇ જાય છે અને કદાચ તેની "કાલ" તો પડતી જ નથી. છેવટે જ્યારે તેની આળસનું બુરૂં પરિણામ તેની આંખ સામે આવીને ઉભું રહે છે ત્યારે તેને માટે દિલગીરી અને પસ્તાવા સિવાય બીજું કાંઈ જ હોતું નથી. ઘડીયાળની જે પ્રત્યેક ક્ષણ આપણે વ્યર્થ ગુમાવીએ છીએ તે કદાપિ પાછી આપણને મળનાર નથી અને આપણે આપણા આયુષ્યનો એટલો ભાગ હારી બેઠા છીએ એવું ભાન જો આપણને થાય તો જ આપણે આપણી પ્રગતિનું સાધક એવું કોઇ પણ કાર્ય એક મિનિટને માટે પણ મુલત્વી ન રાખતાં શીખીએ. સમય હંમેશાં આપણી સામેથી પગલાં ભરી રહ્યો છે, જો આપણે તેને તેના અગ્ર ભાગથી, તે આપણી પાસેથી જરા પણ દુર ચાલી જાય તે પૂર્વે, પકડીએ તો જ તેનો સદુપયોગ કરી શકીએ. પરંતુ જે ક્ષણને આપણે પકડી શકતા નથી અને આપણી પાસેથી વ્યર્થ ચાલી જાય છે તેટલી આપણી પ્રગતિમાં ઢીલ થાય છે. આપણી ઉન્નતિ અટકી જાય છે!

કોઇ પણ કાર્યમાં સફળતા મેળવવા માટે સમય–પાલન અને ચોકસાઇની ખાસ જરૂર છે. આપણા જીવનમાં કવ

ચિત જ આવતી અમૂલ્ય તકને જો આપણે આપણી આળસ અને પ્રમાદની લીધે ગુમાવી બેસીએ છીએ તો આપણે આપણી કારકીર્દિ ઉત્તમ બનાવવાનો એક મહાન અવસર ગુમાવી દઇએ છીએ. અમૂલ્ય તકને સમયે જો મન જરા પણ ડગમગે છે તો સઘળી ખરાબી થઇ જાય છે. માણુસોના જીવનમાં ભાગ્યે જ આવતી તકનો જો તેઓ લાભ લઇ શકતા નથી તો તેઓ કદાપિ આગળ વધી શકતા નથી. યુવાવસ્થાનો સઘળો સમય મુખ્યત્વે કરીને ઉત્તમ કાર્યોની રચના, જ્ઞાનવૃદ્ધિ અને શિક્ષણુનો છે. એ અવસ્થાનો એવો એક પણ કલાક નથી જે જેમાં આપણા ભાગ્યોદયની તક રહેલી નથી. આ કલાકની દરેક મિનિટ અને દરેક સેકંડ એવી છે કે જે એક વખત પસાર થઇ જાય તો ધારેલું કાર્ય ફરી થઈ શકે જ નહિ. સમય જોઇને વર્તન કરતાં જે મનુષ્ય ચુકી જાય છે તે પોતાનું જીવન હારી જાય છે. વ્યાપારમાં પણ જે વ્યાપારી વખત જોઇને વર્તી શકતો નથી તે હંમેશાં ખોટ જ ખાય છે!

આપણે જો કોઇ પણ સારૂં કામ કરવું હોય તો તેનો તાત્કાળિક જ આરંભ કરી દેવો જોઇએ. "ધર્મના કાર્યમાં ઢીલ નહિ" એ કહેવતને અનુસરીને જે માણુસ પોતાને પ્રગતિને પંથે દોરી જનાર કાર્ય કરવામાં એક ક્ષણુનો પણ વિલંબ કરતો નથી તે હંમેશાં સુખ જ ભોગવે છે. કાર્ય કરવું જ હોય તો તેમાં કુદી જ પડવું જોઇએ. વિચાર કર્યા કરવાથી અને ગભરા-વાથી આપણે આપણો ઉત્તમ અવસર હાથમાંથી ગુમાવી બેસીએ છીએ. જે માણુસ કોઇ પણ કાર્ય કરતાં પહેલાં અનુકુળ સંયો-ગોની રાહ જોઇને બેસી રહે છે, શંકાઓ સેવ્યા કરે છે,

સંકોચાય છે, અનેક જણની સલાહ લીધા જ કરે છે તે માણસ અંતે જ્યારે કાર્યનો આરંભ કરવા તૈયાર થાય છે ત્યારે તેને ખબર પડે છે કે તેના હાથમાં આવેલી તક તો ક્યારનીયે ચાલી ગયેલ છે!

નેપોલિયને કહ્યું છે કે "જે પળ ગુમાવવામાં આવે છે, તેથી આપત્તિને તક મળે છે." આજનું કર્તવ્ય કાલ સુધી મુલત્વી રાખવામાં જે શકિત ગુમાવવામાં આવે છે તેટલી શકિતથી તો તે કાર્ય પુરૂં પણ થઈ શકે છે. જે કાર્ય વખતસર કરવામાં આવે છે તે આનંદથી અને ઉત્સાહપૂર્વક થઇ શકે છે જ્યારે મુલત્વી રાખવામાં આવેલું કાર્ય હંમેશાં શખ્ત, નાપસંદ અને વેઠ કરવા સમાન થઈ પડે છે. કામ કરવું એ બીજ વાવવા સમાન છે. વખતસર ન વાવેલાં બીમાંથી કાંઇ જ ઉગતું નથી અને બી પણ ગુમાવીએ છીએ તેમ વખતસર ન કરેલું કાર્ય તેનું ફળ આપતું નથી અને આપણો સઘળો પરિશ્રમ પણ વ્યર્થ જ જાય છે! કોઇ પણ કાર્ય કરવા માટે વર્તમાન કાળ જેવો કોઈ સાનુકુળ સમય જ નથી અને અત્યારની જ પળ જેવી બીજી પળ પણ આવનાર નથી. પોતાનો નિશ્ચય તાજો હોય એ જ વખતે પોતાના ઠરાવને જે માણસ અમલમાં મુકી શકતો નથી તે ભવિષ્યમાં તે કાર્યમાંથી કાંઈ સારૂં ફળ મેળવી શકતો નથી. મુલત્વી રાખવાનાં તો હંમેશાં માઠાં જ ફળ હોય છે. યોગ્ય સમયે જે કાર્ય જેટલી શકિતથી થાય છે તેજ કાર્ય અયોગ્ય સમયે અનેક ઘણી શકિતથી પણ યથાર્થ થઈ શકતું નથી. જે કાર્ય આજ થઈ શકે તે કાલ પર ન રાખવાથી જ

સઘળી ફરજો અદા કરી શકીએ છીએ.

મનુષ્યનું જીવન ઘણું ટુંકું છે. આ ટુંકાં જીવનમાં મનુષ્યે મહાકાર્યો કરી લેવાનાં હોય છે. પોતે સાધનસંપન્ન બની, પોતાના માનવબંધુઓને પોતાનાથી બનતી સ્હાય કરી પોતાનું જીવન સાર્થક કરી, બીજાનાં જીવન ઉજાળવામાં મદદ કરવાની હોય છે. આપણે થોડા સમયમાં લાંબી મજલ ખેડવાની છે. કાર્ય વિશાળ છે, જીવન ટુંકું છે. વિજળીના ઝબકારામાં મોતી પરોવી લેવાનું છે. જે મનુષ્ય સમયની આવી અમૂલ્ય કિંમત સમજે છે તેને પોતાના જીવનની એક પણ ક્ષણ વ્યર્થ જવા દેવી કેમ પાલવી શકે ?

હરએક કાર્યમાં આજનો દિવસ જેવો રળીઆમણો છે, જેવો ઉત્તમ છે તેવી કાલ પડનાર નથી. આવતી કાલ એ તો સેતાનનું સૂત્ર છે. વર્ષો વીતી જાય છતાં એ 'કાલ' પડનાર જ નથી. જગતનો ઇતિહાસ સાક્ષી પૂરે છે કે 'કાલ' પર મુલત્વી રાખવાથી કેવાં ભયંકર પરિણામો જગતને સહેવાં પડેલાં છે. અર્ધી યોજના પુરી કરી બાકીની યોજના 'કાલ' પર મુલત્વી રાખવાથી, અનેક મહાપુરૂષો સંકટોના સપાટામાં ઝડપાઇ ગયા છે. લોઢું તો જ્યારે ગરમ હોય ત્યારે જ ટીપવું જોઇએ. લાગ આવે ત્યારે જ ઘા કરી લેવો જોઇએ.

જે માણુસોએ જગતના મેદાનમાં આગળ વધવું હોય તેમણે પોતાનો પ્રવાસ બીજાઓનાં કરતાં વ્હેલો શરૂ કરી દેવો જોઇએ. જે મનુષ્ય સવારમાં વ્હેલો ઉઠી પોતાનું કાર્ય શરૂ કરી દે છે તેને કદાપિ પસ્તાવું પડતું નથી. વ્હેલા ઉઠવાના અનેક ફાયદાઓ તો જાણીતા છે, કુટુંબની અવનતિની પહેલી નિશાની

મોડા ઉઠવું તે છે. શરીરને આરામ પુરતી શાંત નિદ્રા ભોગવી લઈ, એક દિવસનો થાક ઉતારી લઈ, બીજા દિવસ માટે શરીરને યોગ્ય બનાવી દઈ, દરેક માણસે, આળસ અને પ્રમાદને વશ થઈને પથારીમાં આળોટવાનું મુકી દઈ, તાત્કાળીક ઉંઘને દૂર કરી, પોતાના કર્તવ્ય પાલનમાં જોડાઈ જવું ઘટે ! જે માણસોને વ્હેલા ઉઠવાની ટેવ હોય છે તેઓ કોઇ દિવસ કોઈ કાર્યમ મોડા પડતા નથી, તેઓ પોતાના કર્તવ્યમાં કદાપિ નિષ્ફળત પ્રાપ્ત કરતા નથી !

જગતનો વ્યવહાર સરળ રીતે ચલાવવા માટે આપણે સમય સાચવી લેવો જોઇએ. ઠરાવેલે સમયે કામનો પ્રારંભ કરી દેવો જોઇએ. કોઈની મુલાકાતો લેવાની હોય તો નક્કી કરેલે ટાઇમે હાજર થઈ જવું જોઇએ. જે માણસ નક્કી કરેલા સમયે નક્કી કરેલે ઠેકાણે જવામાં ઢીલ કરે છે તે કદી સન્માન અગર ફત્તેહ પામતો નથી, અનિયમિત માણસો કોઇ જગ્યાએ આદર પામતા નથી. કેટલાક માણસો દરેક કાર્યમ મોડા જ પડે છે. આવા માણસો પાસે પોતાનાં મોડા પડવાન બ્હાનાં તૈયાર જ હોય છે, પરંતુ તેઓ જાણતા નથી કે તેઓન ખોટાં બ્હાનાં ઝાઝો વખત ટકનાર નથી. જે માણસો બ્હાન બતાવવામાં હોંશિયાર હોય છે તેઓ બીજા કશામાં હોંશિયાર હોતા નથી. ધીમે ધીમે આવા અનિયમિત માણસોમાંથી બીજા મનુષ્યોનો વિશ્વાસ અદ્રશ્ય થઇ જાય છે અને પરિણામે તેઓ પોતે પોતાની જ અનિયમિતતાના ભોગ થઇ પડે છે !

સમયનું પાલન એ સભ્યતાના સર્વ ગુણોના રાજા જેવો ગુણ છે. અન્ય સર્વે ગુણો ધરાવનાર મનુષ્યમાં એ ગુણન

આમી તેની પ્રગતિના માર્ગમાં મહાન વિઘ્ન રૂપ છે. જે મનુષ્ય પોતાનું કાર્ય નિયમિતપણે કરે છે તે સૌ કોઈનો વિશ્વાસ સંપાદન કરી શકે છે, અને તેને કામની ખોટ પડતી નથી. ઝડપથી અને સમયસર કામ કરવાથી આપણી સારી શાખ બંધાય છે અને આપણા ગ્રાહકો કદાપિ આપણાથી અસંતોષ પામતા નથી. જે માણુસ પોતાનું કાર્ય સમયસર કરી દે છે તે કદાપિ નિષ્ફળ જતો નથી. જે માણસો હરેક કાર્યમા 'મોડા' પડી જાય છે. તેમની સફળતા પણ તેમની પાસે આવવામાં 'મોડી' પડી જાય છે. કેવળ આળસ અને પ્રમાદને પરિણામે જ વિજય પરાજયમાં અને સફળતા નિષ્ફળતામાં પરિણમે છે એ ઉન્નતિના ઉપાસકે કદાપિ ભૂલવું ન જોઇએ.

## ૨૧. ઉમદા શિષ્ટાચાર.

"જીવનનો ત્રણ ચતુર્થાંશ ભાગ વર્તનમાં આવી રહેલો છે." મનુષ્ય જીવનમાં પગલે પગલે સારી રીતભાતની ખાસ જરૂર રહેલી છે. સદ્‌વર્તનથી આપણે બીજાના અંતઃકરણમાં ઉંડી છાપ પાડી શકીએ છીએ અને પ્રેમ સંપાદન કરી શકીએ છીએ. આપણી સભ્યતા, આપણો દેખાવ અને આપણી રીતભાત આપણને વિજયી બનાવવામાં જેટલી સ્હાય કરે છે તેટલી સ્હાય તો આપણો અભ્યાસ અને જ્ઞાન પણ નથી કરી શકતાં !

જિંદગીભર દરેક ક્ષેત્રમાં ફત્તેહમંદ થવા માટે સારી રીતભાત, અને સદ્‌વર્તનની ખાસ આવશ્યકતા છે અને આપણી સઘળી વગસગ અને આબરૂનો બધો આધાર તેના ઉપર જ રહેલો છે. આનંદી સ્વભાવના મનુષ્યનો આ જગતમાં કોઈ દુશ્મન જ હોતો નથી. સઘળા તેની મિત્રતાને જ ઇચ્છે છે. આપણી સ્વાભાવિક સભ્યતા અને હૃદયના માયાળુપણા આગળ સઘળા નમી પડે છે. માણસના મોહક સ્મિતથી અને મીઠી વાણીથી તેના પ્રત્યેનો સઘળો તિરસ્કાર અને દ્વેષભાવ દૂર થઈ જઈ તેના દુશ્મનો પણ તેના દોસ્ત બની જાય છે ! આવા માણસને હરેક કાર્યમાં હંમેશાં વિજય જ વરે છે.

મનમોહક રીતભાત અને મધુરી વાણી આપણી જિંદગીનાં અનેક દુઃખને વિસારી દઇ આપણામાં નવચેતન અને નુતન કાર્યશકિત પ્રેરે છે. હસમુખો ચ્હેરો સંસારિક વાતાવરણને સુગંધિમય બનાવે છે, ખુશ કરવાની કળા ખુશ થવા-માં જ રહેલી છે. સુશીલ અને પ્રિતિપાત્ર થવા માટે માણસે

પોતે પોતાથી તેમ અન્યથી સંતુષ્ટ રહેવું જોઇએ. આપણી ઉમદા રીતભાતથી આપણે આપણા દરેક કાર્યને સુશોભિત બનાવી દઇએ છીએ, અને સફળતાને આપણા તરફ આકર્ષીએ છીએ. માયાભરી સભ્યતા અને સારી રીતભાતથી અનેક મનુષ્યો સત્તા અને ફત્તેહને પોતાના તરફ આકર્ષે છે.

ઉમદા શિષ્ટાચાર એ એક અખૂટ ખજાનો છે. સારી રીતભાતવાળાને દ્રવ્યની સ્હાયની જરૂર પડતી નથી કારણ કે તેઓને માટે જગતના સઘળા માર્ગો મોકળા છે અને તેના ઉપર તેઓ છૂટથી, વિના કિંમતે, વિના અડચણે, સ્વતંત્રપણે વિહાર કરી શકે છે. સારી રીતભાતવાળા મનુષ્યો સઘળે આદર સત્કાર પામે છે. સર્વ જીવ પ્રાણીમાત્ર પ્રત્યે શુભેચ્છાવાળા મનુષ્યો પ્રત્યે કોઇને ઈર્ષ્યા અને અદેખાઈ કરવાનું કારણ રહેતું નથી. એવાં મનુષ્યોને તેમના ઉન્નતિના પંથમાંથી કોઈ ચલાયમાન કરતું નથી. પોતાના હૃદયની ઉદારતા અને સર્વ પ્રત્યે આનંદયુકત શુભેચ્છાને લીધે સૌ કોઈના અંતઃકરણમાં તેઓને માટે માન અને પ્રેમ ઉભરાય છે. ઉમદા આચરણવાળા મનુષ્યો જ્યાં જ્યાં જાય છે ત્યાં ત્યાં પોતાની સુવાસ ફેલાવી દે છે, અને જેમ સુંદર સુગંધિમય પુષ્પોને સૌ કોઈ પ્રીતિપૂર્વક ચુંટી લે છે તેમ ઉત્તમ રીતભાતવાળા મનુષ્યો સૌ કોઇની સ્હાનુભૂતિ મેળવી લે છે અને તેનો વિકટ પંથ સરળ બની જાય છે!

સદ્દવર્તનવાળો મનુષ્ય નમ્ર, વિનીત, સભ્ય અને બીજાની લાગણી ન દુભવે એવી પ્રકૃતિનો હોય છે. તે પોતાનાં આચાર, વિચાર, વાણી અને વર્તન ને કાબુમાં રાખી સર્વ સ્થિતિમાં સમતોલપણું જાળવી શકે છે. સુખ અને સંપત્તિથી તે ફુલી જતો નથી

અને દુઃખથી તે ગભરાઈ જતો નથી. વિવેક અને વિચાર રૂપી ચક્ષુવાળો મનુષ્ય સંસાર સાગરના તોફાનમાંથી પોતાની જીવન નૌકાને સફળતાપૂર્વક પાર ઉતારવા શક્તિમાન થાય છે! સભ્યતા અને વિનયપૂર્વક વર્તવાથી વ્યાપારી પોતાના ગ્રાહકોનું દીલ જીતી લે છે અને કાયમને માટે તેઓને પોતાના તરફ જ આકર્ષે છે. ગરીબ અને તવંગર, ઉમરાવ અને ભિખારી સૌની સાથે વિનયપૂર્વક વર્તનાર મનુષ્ય સૌના હૃદયમાં સ્થાન મેળવી શકે છે. કેટલાય માણસો પોતાની પ્રગતિને માટે અપાર પરિશ્રમ ઉઠાવે છે, તેમનાં આગ્રહી યત્ન માટે જિંદગીનાં કેટલાંક સુખ સગવડની પણ તેઓ પરવા કરતા નથી છતાં પણ તેમની અસભ્યતા અને અવિવેકીપણાને લીધે તેઓ સંપૂર્ણ સફળતા પ્રાપ્ત કરી શકતા નથી. અસભ્ય રીતભાત-વાળો મનુષ્ય પોતાને મળતું ઉત્તેજન ગુમાવી બેસે છે જ્યારે સભ્ય અને વિવેકી મનુષ્ય સૌની સ્હાનુભુતિ સરળતાથી પ્રાપ્ત કરી શકે છે. ખરાબ રીતભાતથી પ્રમાણિકતા, ઉદ્યોગ અને મોટામાં મોટી શક્તિઓ પણ બરબાદ જાય છે જ્યારે સારી રીતભાતથી ઓછી શક્તિવાળો મનુષ્ય વધારે સફળતા મેળવી શકે છે. સભ્ય, માયાળુ, ઉપકારક અને સમાધાન વૃત્તિવાળો મનુષ્ય હંમેશાં સુખી અને આનંદી બને છે જ્યારે કૃતઘ્ન, જંગલી, કર્કશ અને ઉદ્ધત રીતભાતવાળો માણસ હંમેશાં દુઃખ અને દારિદ્રયમાં જ ડુબેલો રહે છે!

જ્યાં વિનય અને વિવેક છે ત્યાં સુખ અને સંપત્તિ સદા વાસ કરીને રહેલાં છે!

## ૨૨. ઉત્તમ ચારિત્ર્ય.

મનુષ્ય જીવનમાં ઉમદા ચારિત્ર્ય એ એક અખૂટ—અમૂલ્ય સમૃદ્ધિના ખજાના તુલ્ય છે. ઉત્તમ ચારિત્ર્યથી મનુષ્યની ઉન્નતિના સઘળા માર્ગો નિષ્કંટક બને છે. ચારિત્ર્ય પારસમણિ સમાન હોઈ તે લોખંડને સુવર્ણમાં ફેરવી નાખે છે. ઉમદા ચારિત્ર્યવાળો મનુષ્ય તેના સઘળા કાર્યમાં ફત્તેહ મેળવે છે. ચારિત્ર્ય મિત્રોને આકર્ષે છે, સંકટમાં સ્હાય મેળવી શકે છે તથા આપત્તિમાંથી માર્ગ કાઢી શકે છે. જગતમાં માણસ સિવાય જેમ બીજું કોઈ મહાન નથી તેમ મનુષ્યમાં ચારિત્ર્ય સિવાય બીજી કોઈ ઉત્તમ વસ્તુ નથી. માણસમાં જો ચારિત્ર્યની શ્રેષ્ઠતા નથી તો તેની સંપત્તિ અને સાધનની કાંઇ જ કિંમત નથી. ચારિત્ર્ય વગરના માણસની કિંમત એકડા વગરનાં મીંડાંથી પણ ઓછી જ અંકાય છે!

જે માણસને મહાન થવું હોય, જે માણસને જગતના સામાન્ય મનુષ્યોથી આગળ વધવું હોય, જે માણસને દુનિયાના ઇતિહાસમાં અમર બનવું હોય તેણે સૌથી પ્રથમ પોતાનું ચારિત્ર્ય ઉત્તમ રીતે ઘડવું જોઇએ. ચારિત્ર્યવાળો મનુષ્ય જ બીજાનામાં શ્રદ્ધા, વિશ્વાસ અને પ્રેમ ઉત્પન્ન કરી શકે છે. ચારિત્ર્યવાળો સરદાર જ સૈનિકો પર સત્તા ધરાવી શકે છે, ઉત્તમ ચારિત્ર્યવાળા ગુરૂનું વચન તેના સઘળા શિષ્યો માથા પર ચઢાવે છે. ઉત્તમ ચારિત્ર્યવાન મનુષ્યના ચરણમાં હજારો શિર આપોઆપ નમી પડે છે. "ચમત્કાર સિવાય નમસ્કાર નથી" તેમ ચારિત્ર્ય સિવાય મનુષ્ય જીવનમાં સફળતા પ્રાપ્ત થનાર જ નથી. માણસને સુખી થવું હોય, સંપત્તિવાન થવું હોય તો સૌથી પ્રથમ તેણે ચારિત્ર્યવાન થવું પડશે.

ચારિત્ર્યવાન મનુષ્યનો સ્વભાવ અજબ છે. તેની હાજરી જ મનુષ્યનાં અંતર ફેરવી નાખે છે. કહેવાય છે કે ફ્રેન્ચ લશ્કરમાં નેપોલિયનની હાજરી વધારાના ૪૦૦૦૦ સૈનિક જેટલી હતી. જેમ સૂર્ય ઉગતાં અંધકારનો નાશ થાય છે તેમ ચારિત્ર્યવાન મનુષ્યની આગળ ધન અને દોલત, સત્તા અને શાણપણ કાંઈ જ હિસાબમાં—કાંઈ જ ગણત્રીમાં નથી. સત્તાવાન મનુષ્ય જગત પર બળથી રાજ્ય કરી શકે છે જ્યારે ચારિત્ર્યવાન પુરૂષ જગત પર પ્રિતિથી રાજ્ય કરી શકે છે!

ઉત્તમ ચારિત્ર્યવાન મનુષ્ય જ ધર્મ, અર્થ, કામ અને મોક્ષની પ્રાપ્તિ કરી શકે છે. તેમના ચારિત્ર્યના બળથી તેમને માટે કાંઈ જ કાર્ય વિકટ કે અશકય રહેતું નથી. ચારિત્ર્યવાન મનુષ્ય પોતાની આજુબાજુ કોઈ અજબ જાદુ પાથરી દે છે જેનાથી સૌ કોઈ અંજાઈ જાય છે! જગતના મહાન પુરૂષોના ઇતિહાસનાં પાનાં ઉથલાવતાં આપણને તેઓનાં ઉમદા ચારિત્ર્ય અને તેના બળે પ્રાપ્ત કરેલી મહત્તાનું ભાન થાય છે! ભારત વર્ષના વંદનીય પુરૂષ ગાંધીજી આજે તેમના ચારિત્ર્યના પ્રભાવથી કરોડો માનવહૃદયમાં ઉંડું સ્થાન ધરાવે છે!

મનુષ્યોની અનેકવિધ મહત્વાકાંક્ષાઓને જીવંત સ્વરૂપ આપવા સામર્થ્યની જરૂર છે. સામર્થ્ય ઉમદા ચારિત્ર્યથી જ ઉત્પન્ન થાય છે. ચારિત્ર્યવાન મનુષ્યમાં અજબ શકિત રહેલી છે, અજબ સામર્થ્ય રહેલું છે. ચારિત્ર્ય વિનાનો મનુષ્ય પોતાનું પુરૂષત્વ ગુમાવી દે છે, પોતાની શકિત અને બળ ગુમાવી દે છે અને નિર્માલ્ય બની જાય છે. આવો મનુષ્ય પુરૂષાર્થ—પુરૂષ પ્રયત્ન ખેડવાને નાલાયક બની જાય છે અને તેની મહત્વા-

કાંક્ષાઓ મનની મનમાં જ રહી જાય છે. ઉત્તમ ચારિત્ર્યવાન મનુષ્યો પોતાના ચારિત્ર્યના પ્રભાવથી ઉત્પન્ન થયેલી અજબ કાર્યશક્તિના બળથી પોતાના માર્ગમાં આવતાં હિમાલય શાં વિઘ્નોને સરળતાથી દૂર કરી પોતાની પવિત્ર ફરજો બરાબર અદા કરી શકે છે, અને અંતે વિજય તેને જ વરે છે!

મૂડી વગરનો વેપારી અને ચારિત્ર્ય વિનાનો મનુષ્ય એ બન્નેને જીવનમાં સફળતાની આશા ઓછી જ છે!

ચારિત્ર્યવાન મનુષ્યને મહત્તા પ્રાપ્ત કરવાને બીજા કોઈ સાધનની અપેક્ષા રાખવી પડતી નથી. ચારિત્ર્યહીન મનુષ્યો જે પ્રાપ્તિ બુદ્ધિ અને બળથી નથી કરી શકતા તે ચારિત્ર્યવાન મનુષ્યો માત્ર પોતાના ચારિત્ર્યના આકર્ષણથી જ કરી શકે છે. ચારિત્ર્યનું અસ્તિત્વ જ સઘળા અવળા પાસા ફેરવી નાખે છે, અને જીવનના જંગમાં જીતી જાય છે!

ચારિત્ર્યવાન મનુષ્યનું નામ જગતમાં આપોઆપ વ્યાપી જાય છે, તેની પ્રસિદ્ધિની જરાય જરૂર રહેતી નથી!

જે મનુષ્યમાં આત્માનું જ્ઞાન છે અને પરમાત્મા પ્રત્યે અચળ શ્રદ્ધા છે, હૃદયની સચ્ચાઈ છે, અંતઃકરણની દૃઢતા છે, સત્યનો પક્ષ છે, અહંકાર અને અસત્યનો ત્યાગ છે, આગળ ધસવાનો ઉમંગ છે, અચળ હિંમત છે, સ્વસ્થતા અને ઉત્તમ આદેશ છે, ઉચ્ચ ધ્યેય છે, નિષ્કપટતા છે, નિર્ભેળ અહિંસા છે અને અચળ બ્રહ્મચર્ય છે, આળસ અને પ્રમાદનો ત્યાગ છે, અને વિવેક તથા વિચારરૂપી દિવ્ય ચક્ષુઓ છે તે મનુષ્ય ઉત્તમ ચારિત્ર્યવાન હોઇ રિદ્ધિ અને સિદ્ધિ, સુખ અને સંપત્તિ, ધર્મ, કામ અને મોક્ષની પ્રાપ્તિ સરળતાથી અને વિના મહેનતે કરી શકે છે!

જગતમાં ચારિત્ર્ય એ એક જ એવી અજોડ વસ્તુ છે કે જે પોતાની છાપ બીજા ઉપર પાડી શકે છે. અત્યંત કેળવણી પામેલો, અપાર શરીર બળવાળો અને અઢળક મિલ્કતવાળો પણ ચારિત્ર્ય વિનાનો મનુષ્ય જે કાર્ય નથી કરી શકતો તે સંગીન અને શ્રેષ્ઠ ચારિત્ર્યવાન મનુષ્ય રમતમાં જ કરી નાખે છે !

કોઇ પણ દેશની મોટાઇનો આધાર તેનાં મુલકના વિસ્તાર ઉપર નહિ પરંતુ તેની પ્રજાના ચારિત્ર્ય પર જ અવલંબે છે ! નાનો પરંતુ ઉત્તમ ચારિત્ર્યવાન મનુષ્યોથી વસેલો પ્રદેશ મહાન પણ ચારિત્ર્ય વિનાની પ્રજાથી ભરેલા વિસ્તાર પર સત્તા અને શાસન ચલાવી શકે છે ! પોતાની માતૃભૂમિને જગતમાં અગ્રસ્થાન અપાવવા માટે ઉત્તમ ચારિત્ર્યવાન બનવાની પોતાની ફરજનું ભાન દરેક માનવીના અંતરમાં થવું જ જોઇએ !

મનુષ્યનું ચારિત્ર્ય ઘડનાર તે પોતે જ છે. આપણો વિચાર, આપણી વાણી અને આપણું વર્તન જ આપણું ચારિત્ર્ય ઘડે છે. નિર્દોષ વિચાર, સત્ય અને પ્રિય વાણી તથા શુદ્ધ વર્તન ઉત્તમ ચારિત્ર્યને જન્મ આપે છે. મનુષ્યના મનમાં જેવા વિચારો રમી રહેલા હોય છે, જેવી વાણીનો તે અભ્યાસી હોય છે અને જેવા વર્તનની તેને ટેવ હોય છે તેવું જ તેનું ચારિત્ર્ય ઘડાય છે. માણસની જીંદગીનું દરેક કાર્ય, તેનો દરેક વિચાર અને તેનો દરેક શબ્દ તેનું ચારિત્ર્ય ઘડવામાં સરખો ભાગ ભજવે છે, એ કોઇ પણ શાણા મનુષ્યે ભૂલવું ન જોઇએ !

"સોબત તેવી અસર" એ કહેવત પ્રમાણે મનુષ્યનું ચારિત્ર્ય ઘડવામાં તેનો સંગ અગત્યનો ભાગ ભજવે છે. જે મનુષ્ય "સત્સંગ" કરે છે, જે હંમેશાં સારો સમાગમ કરે છે તે

મનુષ્યનું ચારિત્ર્ય ઉત્તમ પ્રકારનું બંધાય છે. પરંતુ જે મનુષ્ય ખરાબ સોબતમાં ફસાઈ પડેલા હોય છે તે મનુષ્ય અધોગતિને જ પામે છે પારસમણીના સ્પર્શથી જેમ લોઢું પણ સુવર્ણ બની જાય છે તેમ સત્પુરુષના સમાગમથી અત્યંત હલકી કોટીના મનુષ્યો ઉચ્ચ કક્ષાને પામે છે. ગુજરાતના ઇતિહાસને પાને એક તાજો જ દાખલો છે કે ભગવાન સ્વામીનારાયણના સમાગમથી વડતાલનો નામાંકિત, ધોળા દિવસે ધાડ પાડનાર અને કાળી રાત્રિએ કમકમાટી ઉપજાવનાર જોબનપગી કે જે ચોરીઓ કરવામાં એક્કો ગણાતો તે એક સંતપુરૂષને પણ શરમાવે એવો ઉત્તમ ચારિત્ર્યવાન અને નિષ્કલંક બની ગયો. પત્થર પણ પાણી પડવાથી પત્થર ઓગળતો નથી છતાં પણ મહાપુરુષની સોબતથી પત્થર જેવું અંતઃકરણ તો જરૂર ફેરવાઈ જાય છે. જેમ અજાણ્યા મુસાફરને સારા, સુમાહિતગાર ભોમિયાની આવશ્યકતા છે તેમ આ સંસારરૂપી સાગરને સરળતાથી ઓળંગી જવામાં કાબેલ નાવિકની મુખ્ય જરૂર છે. સંસારના અટપટા માર્ગો સહીસલામત રીતે પસાર કરી મનુષ્યને ઉન્નતિને શિખરે પહોંચાડવામાં, સુખ અને સંપત્તિની પ્રાપ્તિ કરવામાં, સારા સાથીદારની ખાસ જરૂર છે. જે માણસ ઉત્તમ ચારિત્ર્યવાન અને સત્ય તથા પ્રમાણિકતાને ચાહનારા મનુષ્યોની મૈત્રી મેળવવા ભાગ્યશાળી બને છે તે મનુષ્ય પોતાનું જીવન સુખભરી રીતે વીતાવી શકે છે પરંતુ તે કમભાગી માણસ બદમાશ, ચારિત્ર્યહીન અને લુચ્ચા માણસોની જાળમાં ફસાય તો સઘળી રીતે પાયમાલ થઈ કિંમતી મનુષ્યજીવનને ગુમાવી બેસે છે!

ઉત્તમ ચારિત્ર્યવાન મનુષ્ય સદા સુખી રહે છે જ્યારે ચારિત્ર્ય વિનાનો માણસ દુઃખમાં સબડયા કરે છે એ હકીકત નિર્વિવાદ છે!

## ૨૩. નિષ્ફળતામાંથી જ સફળતા સાધો!

"આપણી મોટામાં મોટી કીર્તિ કોઇ દિવસ નિષ્ફળ નહિ જવામાં રહેલી નથી, પણ આપણે દરેક વખતે પડીએ તે વખતે ઉભા થઈ જઇએ તેમાં રહેલી છે." ગોલ્ડ સ્મિથનું આ કથન અક્ષરશઃ સત્ય છે. ગુજરાતીમાં એક કહેવત છે કે "ઘોડે ચઢે તે પડે!" જે મનુષ્ય વિશાળ પર્વત પર ચઢવાનો પ્રયત્ન કરે તે પડે પણ ખરો. જે મનુષ્ય પોતાની જાતને ઉન્નત બનાવવાનો પુરૂષાર્થ આદરે તે કોઈવાર નિષ્ફળતા પણ પામે, પરંતુ તેથી કાંઈ આગળ વધવાનો પ્રયત્ન જ ન કરવો એમ અર્થ થતો નથી. જે મનુષ્ય ક્ષણિક નિષ્ફળતાની બીકે કોઈ મહાન કાર્ય આરંભતો જ નથી તેના કરતાં જે કોઇ માણુસ પ્રારંભિક નિષ્ફળ-તાને ન ગણકારતાં હિંમતથી આગળ વધે છે તે લાખ દરજ્જે શ્રેષ્ઠ છે. કારણ જે એક વખત પડે છે તે જ બીજી વખત ચઢી શકે છે, અર્થાત જે એક વખત નિષ્ફળતા પામે છે તે જ બીજી વખત સફળતાને આકર્ષી શકે છે, જ્યારે નિષ્ક્રિય મનુષ્યને તો આગળ વધવાનો સંભવ જ નથી. શેકસપિયરે પણ કહ્યું છે કે સર્વોત્તમ મનુષ્યો તેમના દોષ વડે—તેમની ભૂલો વડે જ ઘડાય છે!

જે માણુસ સારામાં સારો યત્ન કરી જાણે છે, જે માણુસ પોતાના કાર્યમાં પોતાનું સઘળું સામર્થ્ય ખર્ચી જાણે છે તે છેવટે તો જરૂર વિજય જ પામે છે. કોઇપણ કાર્ય વિના જેમ પરિણામ નીપજતું નથી તેવી જ રીતે સાચા દીલના આગ્રહી મનુષ્યને આખરે સારી સફળતા મળ્યા વિના રહેતી જ નથી.

મનુષ્યજીવનનો પ્રથમ પાઠ એ છે કે પરાજયમાંથી વિજય મેળવતાં શીખવું. મનને નિરાશ બનાવી દે એવી નિષ્ફળતાને આપણે હિંમત અને ધીરજ ધારી હાંકી કાઢવી જોઇએ. જેમ સુવર્ણને કસોટી પર ચઢવું પડે છે તેમ ઉન્નતિના ઉપાસકે મહાન આપત્તિઓમાંથી પસાર થવું પડે છે. જે મનુષ્ય સાધારણ રીતે જ પોતાની જીંદગી વીતાડે છે, કોઈ મહાન કાર્ય કરતો નથી તેને કોઈ મોટી વિપત્તિ કે નિષ્ફળતા સાંપડતી નથી કારણ કે એનાં કાર્યો જ એવાં સર્વ સામાન્ય હોય છે કે જે સરળતાથી થઇ જાય. પરંતુ આવાં સામાન્ય કાર્યોનું પરિણામ પણ સામાન્ય જ મળે છે. જે માણસને મહાન પદ પામવું હોય, સુખી અને સમૃદ્ધિવાન થવું હોય તેણે તો અવશ્ય મહાન કાર્યો કરવાં જ જોઇએ; અને તેના માર્ગમાં આવતી મુશ્કેલીઓની સામે કમર કસવી જોઇએ. જેણે મોટું ફળ મેળવવું હોય તેણે વધારે મહેનત કરવી જોઇએ એ કુદરતનો નિયમ હોઈ મનુષ્યે નિષ્ફળતાથી ન ડરતાં ફત્તેહ તરફ જ દ્રષ્ટિ રાખી પોતાના પ્રયત્નમાં આગળ વધ્યે જવું જોઇએ !

મનુષ્યજીવનમાં નિષ્ફળતા એ તો મનુષ્યની કસોટી સમાન છે. નિષ્ફળતા એ સફળતા મેળવવાની લાયકાતનું માપ કાઢનાર યંત્ર છે ! જે માણસ પરાજયને પણ હસતે મુખે વધાવી શકે છે તે જ વિજય મેળવવાને લાયક છે, તે જ વિજયને જીરવી શકે છે. જે નિષ્ફળતાથી ડરી જાય છે, ગભરાઈ જાય છે, તે સફળતા મેળવવા માટે યોગ્ય નથી. જે મનુષ્ય આપત્તિના સમયમાં પણ હિંમત અને ધૈર્ય ધારણ કરી મગજ પરનો કાબુ ગુમાવતો નથી તેજ મનુષ્ય સુખના સમયમાં છકી જતો નથી ! પોતાનાથી બનતી સઘળી શકિત વાપરી નાખ્યા છતાં પણ જે

યુવક દેખીતી નિષ્ફળતાને નહિ ગણકારતાં પોતાના આદરેલા કાર્યને અધુરૂં રહેવા દેતો નથી તે મનુષ્ય પર ભાગ્યદેવી અતિ પ્રસન્ન થઇ જાય છે અને તેને મનવાંચ્છિત સુખ આપે છે!

"ઉતાવળે આંબા પાકે નહિ" એ કહેવત અનુસાર આપણે આપણું મનવાંચ્છિત ધ્યેય એકદમ તો પ્રાપ્ત ન જ કરી શકીએ. મનુષ્યને કેટલીક વખત એકદમ સુખી, એકદમ સંપત્તિવાન બનવાની તીવ્ર ઇચ્છા થઇ આવે છે પરંતુ તેની તે ઇચ્છા સિદ્ધ ન થતાં તે નિરાશ થઇ કાર્યનો ત્યાગ કરી દે છે, પરંતુ તે યોગ્ય નથી. એક કુદકે પર્વત ચઢી શકાતો નથી પરંતુ પગથીએ પગથીએ ચઢવાથી તેના શિખર સુધી પહોંચી શકાય છે તે જ પ્રમાણે માણસ પોતાના કાર્યમાં હિંમતથી અને ધૈર્યથી, શ્રદ્ધાથી અને વિશ્વાસથી આગેકુચ કર્યે જાય તો જરૂર તે પોતાના કાર્યમાં અદ્વિતિય સફળતા પામે, એમાં શંકાને સ્થાન જ નથી.

નિષ્ફળતા એ આગ્રહ અને દ્રઢ નિશ્ચયની ખરેખરી કસોટી છે. આ કસોટી પર ચઢવાથી કાંતો મનુષ્યની જીંદગી ખતમ થઈ જાય છે કાંતો તેનો બેડો પાર થઇ જાય છે. જે મનુષ્ય એ કસોટીમાંથી સહીસલામત પાર ઉતરે છે તે મનુષ્ય ફરીથી કદાપિ નિષ્ફળ જતો નથી એક વખત નિષ્ફળતાથી નહિ ડરતાં આપણાં કાર્યને વળગી રહેવાથી થોડા જ સમયમાં આપણને માલમ પડે છે કે આપણી નિષ્ફળતા, ખરી રીતે નિષ્ફળતા નહિ પરંતુ સફળતા જ હતી, એ નિષ્ફળતાને નહિ ગણકારવાને લીધે જ આપણે બમણા જોમ અને જુસ્સાથી આગળ વધી સફળતા સમીપ પહોંચી શક્યા છીએ. જેમ રાત્રિ પછી દિવસ આવનાર જ છે એમ નિષ્ફળતા પછી સફળતા અવશ્ય આવશે

એ ન ભૂલતાં આપણે આપણો યત્ન જારી રાખવો એ જ સુખી થવાનો સાચો માર્ગ છે.

જીવનમાં એક વખત નિષ્ફળતા અનુભવ્યા સિવાય મનુષ્ય સફળતાની સાચી કિંમત આંકી શકતો નથી. કોઈ પણ જીવનના પ્રારંભમાં જ મનુષ્યને અખંડ રીતે વિજયજ મળ્યે જાય તો તે પણ ઇચ્છનિય નથી, કારણ મનુષ્ય અનુભવથી જ ઘડાય છે. જે માણુસે કદાપિ નિષ્ફળતા અનુભવી નથી તે તેનાથી અજાણુ હોવાથી કોઈ વખત ભયંકર થાપ ખાઇ બેસે છે. તે તેનાથી ચેતી શકતો નથી, અને પરિણામે ભયંકર ભૂલ કરી બેસે છે. જ્યારે જે માણુસે એક વખત નિષ્ફળતા મેળવી છે તે તેનાથી હંમેશાં સાવધ રહી પોતાનું સારૂંયે જીવન સહી-સલામતિપૂર્વક પસાર કરી શકે છે. જગતનાં સઘળાં મહાન કાર્યો હિંમત અને ધૈર્યથી જ થયેલાં છે, જગતના મહાન વિજય પરાજય પછી જ મળેલા છે !

પરાજયમાંથી વિજય કેવી રીતે મેળવવો, અને આપણાં માર્ગમાં આવતાં વિક્ષેપોનો આગળ વધવાનાં પગથીયાં તરીકે કેવી રીતે ઉપયોગ કરવો એમાં જ મનુષ્ય જીવનની ફત્તેહનું રહસ્ય છે. મક્કમ નિશ્ચય અને અચળ દ્રઢતા સાથે આપણી નિષ્ફળતાને દુર કરવી એમાં જ ખરી ખુબી રહેલી છે ! વારંવાર ફત્તેહ જ મેળવવાથી આપણુને જિંદગીની એક જ બાજુ જણાય છે જ્યારે નિષ્ફળતાનાં દર્શન કરવાથી આપણે જીવનની બંને બાજુ ઓળખી શકીએ છીએ, અને ફત્તેહની સાચી કિંમત આંકી તેનો બરાબર ઉપભોગ કરી શકીએ છીએ. માટે જ આપણે નિષ્ફળતાથી નહિ ડરતાં સફળતાને પંથે આગળ અને આગળ જ ધસવું જોઇએ !

## ૨૪. એક કદમ આગે !

મનુષ્ય જીવનની ઉન્નતિનો સૃષ્ટા મનુષ્ય પોતે જ છે. જીવનને ઉન્નતિની ટોચે પહોંચાડવું કે અવનતિની ખીણુમાં પડવા દેવું તે મનુષ્યના પોતાના જ હાથની વાત છે. દરેક મનુષ્ય પોતાની કૃતિઓનું જ ફરજંદ છે. સંસાર રૂપી સમુદ્રમાં જીવન નૌકાને જે તરફ હંકારવી હોય તે તરફ આપણે હંકારી શકીએ છીએ. આપણાં કૃત્યો જ આપણાં ભાવિ માટે જવાબદાર છે. જો આપણે આપણું ભાવિ ઉજ્જવળ બનાવવું હોય, જો આપણે જગતના ઇતિહાસમાં અમર પદ મેળવવું હોય, જો આપણે પોતે સુખી થઈ બીજાઓને સુખનો સાચો માર્ગ ચીંધવો હોય તો આપણે આપણા સર્વોત્તમ પુરૂષ પ્રયત્નનો આજે જ આદ્ય કરી દેવો જોઈએ.

સારૂંયે જગત આજે જીવન મરણુના જંગ ખેલી રહેલ છે. ઇંગ્લેંડ અને અમેરિકા, ચીન અને રશિયા, જર્મની અને જાપાન આજે પોતાની ઉન્નતિ સાધવા આકાશ પાતાળ એક કરી રહેલ છે. આજે દુનિયા ઝુકે છે તો આપણે શા માટે ન ઝુકાવવું ?

મનુષ્યના પ્રારબ્ધનો ઘડનાર મનુષ્ય પોતે જ છે. પોતાન મનની સઘળી નિર્બળતાઓનો ત્યાગ કરી, મનને જીતી લઇ પોતાની પ્રગતિના પંથમાં આગળ વધવા મનુષ્યે સુસજ્જ થઇ જવું જોઇએ. આજીવનને આપણે જેવું બનાવીએ તેવું જ બને છે. સુખ અને દુઃખનું મુળ કારણુ આપણા પોતાના મનમાં જ રહેલું છે. પોતાના જીવનને સાર્થક કરવાનો લોખંડી નિશ્ચય કરી જે મનુષ્ય આગળ વધે જાય છે તે જીવનને જીતી જાય

છે. અચળ નિશ્ચયવાળો મનુષ્ય ધારેલું ધ્યેય પ્રાપ્ત કરી શકે છે. નવી દુનિયા શોધી કાઢવાનો દ્રઢ નિશ્ચય જો કોલંબસે ન કર્યો હોત તો તે અમેરિકાની શોધ કદાપિ ન કરી શકયો હોત!

મનુષ્યે મહાન બનવા માટે મહત્વાકાંક્ષી બનવું જોઇએ. જે વસ્તુની તિવ્ર આકાંક્ષા નથી તેની પ્રાપ્તિ કયાંથી થઇ શકે! એ મહત્વાકાંક્ષા સિદ્ધ કરવા માટે મનુષ્યે અચળ આત્મશ્રદ્ધા અને નિડર મનોવૃત્તિ કેળવવી જોઇએ. પોતામાં રહેલા સામર્થ્ય પ્રત્યે અવિશ્વાસ ધરાવનાર એક ડગલું પણ આગળ શી રીતે ભરી શકે! આત્મશ્રદ્ધા પર્વતને પણ પીગળાવી નાખે છે અને માણસને મૃત્યુના મુખમાંથી પાછો ખેંચી શકે છે તો તે બીજું શું ન કરી શકે! મહાત્મા ગાંધીજી અને પંડિત જવાહરલાલ નેહરૂની અજબ આત્મશ્રદ્ધાથી આજે સારૂંયે જગત હિંદુસ્તાન તરફ મીટ માંડી રહેલ છે એ શું ઓછું આશ્ચર્યજનક છે?

જીવનને ઉજ્જવળ બનાવવા માટે આપણે ઉચ્ચ આદર્શ-વાદી બની, આપણા ધ્યેય તરફ આપણી સમગ્ર શકિતને એકાગ્ર કરી, આપણો આદર્શ પૂર્ણ કરવા માટે આગેકુચ કરવી જોઇએ. ભૂતકાળમાં બનેલા પ્રસંગોને ભૂલી જઈ નવેસરથી જીંદગીનો પ્રારંભ કરી દેવો જોઇએ. શરૂઆતમાં આપણી કસોટી કરવા માટે આપણા માર્ગમાં આવતી નિષ્ફળતાને તુચ્છકારી કાઢી, આશા અને ઉમંગથી, ધૈર્ય અને હિંમતથી, આનંદથી અને ઉત્સાહથી આગેકુચ જારી રાખવી જોઇએ. ભય અને ચિંતાનું નામનિશાન કાઢી નાખી, જે મનુષ્ય સંપૂર્ણપણે સ્વસ્થ બની પોતાના કાર્યમાં મંડયો રહે છે તે જરૂર સુખ અને સંપત્તિની પ્રાપ્તિ સરળતાથી કરી શકે છે. શિવાજી મહારાજને ઔરંગજેબ

જેવા સમ્રાટની સામે બાથ ભીડવાની હતી છતાં પણ સર્વ પ્રકારના ભયને હાંકી કાઢી, નિડરપણે, આત્મશ્રદ્ધાપૂર્વક ઝઝુમ્યા તો આજે ઈતિહાસમાં અમર થઈ ગયેલ છે!

મનુષ્ય જો પોતાના સાચા સ્વરૂપને ઓળખે તો તે અદ્ભુત કાર્યો કરી શકે છે. આત્મબળવાળો મનુષ્ય હિમાલય સરખી મુશ્કેલીઓ સરળતાથી ઓળંગી જઈ શકે છે. સર્વ જગતના નિયંતા અને સર્વ સુખના નિધિ પરમાત્માની સાથે જે મનુષ્ય પોતાના આત્માનો સંબંધ જોડે છે તેનામાં કયા સામર્થ્ય કે સુખની ખામી હોઈ શકે? સર્વશકિતમાન સર્વેશ્વરની સાથે દિવ્ય સંબંધ ધરાવનાર કઈ વ્યકિત અશકત રહી શકે? જ્યાં સુધી મનુષ્ય પોતાના આત્મા તથા પરમાત્માના દિવ્ય સંબંધનું સત્ય જ્ઞાન પ્રાપ્ત કરી દૈવી સામર્થ્ય નથી મેળવી શકતો ત્યાં સુધી તે પોતાના કાર્યમાં શ્રેષ્ઠતા સાધી શકતો જ નથી!

ઉત્તમ ચારિત્ર્ય અને અચળ પ્રમાણિકતાવાન મનુષ્ય જગતમાં કેટલી બધી ઝડપથી પ્રગતિ કરી શકે છે? જેમ સૂર્ય ઉગતાં જ અંધારૂં દુર થઇ જાય છે તેમ મનુષ્યને ચારિત્ર્યરૂપી ખજાનાની પ્રાપ્તિ થતાં જ તેનું સઘળું દારિદ્રય દુર ભાગી જાય છે. ચારિત્ર્યના પ્રભાવથી મનુષ્ય ઉચ્ચ આસને નિર્વિઘ્નપણે બિરાજી શકે છે, તેની પ્રગતિનો સઘળો પંથ નિષ્કંટક બને છે!

આપણું ભવિષ્ય આપણે બનાવીશું તેવું થઈ શકશે. જો નિરાશાવાદી બની, નિસ્તેજ થઇ, આળસ અને પ્રમાદને વશ થઈ, નિષ્ફળતાઓથી ગભરાઈ જઈ આપણે પુરૂષાર્થનો ત્યાગ કરી બેસી રહીશું તો આપણે કોઇ કાળે સુખી થનાર નથી. જેને કોઈ મહાન પ્રેરણા, પ્રોત્સાહન નથી, તે માણસ માટે કોઇ પ્રકાશમાન આશા, કોઈ પ્રશસ્ત ભાવી નથી. બીજી તરફ જે

મનુષ્ય પોતાના નિશ્ચયમાં મક્કમ છે, હંમેશાં આશા અને શ્રદ્ધાવાન છે, મુશ્કેલીઓથી ગભરાતો નથી, નિષ્ફળતાથી ડરતો નથી, અને ભૂત કે ભવિષ્યકાળની ચિંતા કરતો નથી તે મનુષ્ય પોતાનું પ્રારબ્ધ પણ ફેરવી શકે છે અને ઉન્નતિની ટોચે પહોંચી શકે છે! માણસનું જ્ઞાન, ખંત અને ચાલાકી પોતાના કમનસીબને પણ રદ કરી શકે છે. જેમ આપણામાં વિશાળતા વધે છે તેમ આપણને વધારે સ્વાતંત્ર્ય મળે છે. મનુષ્યનું જ્ઞાન જેમ જેમ આગળ વધે છે તેમ તેમ તે તેના કઠણ પ્રારબ્ધને પણ ફેરવી નાખવા સમર્થ બને છે!

મનુષ્યજીવનને સાર્થક બનાવવા માટે, સંપૂર્ણ પ્રગતિ સાધવા, માટે સુખ અને સમૃદ્ધિ મેળવવા માટે મનુષ્યે જગતમાં ક્યાંય શોધ કરવા જવાનું નથી! તેણે તો ફક્ત પોતાના અંતઃકરણને સાફ કરી, પોતાની પ્રકૃતિને જીતી, પોતાના મનને વશ કરી, ઉન્નતિને માર્ગે આગળ અને આગળ વધવાનો મક્કમ નિર્ણય કરી, ભૂત અને ભવિષ્યની ચિંતાનો ત્યાગ કરી, આશા અને શ્રદ્ધાને ધારણ કરી, હિંમતથી અને આનંદથી, ધૈર્યથી અને ઉત્સાહથી, પ્રેમથી અને શાંતિથી, સ્વસ્થપણે, તન, મન અને ધનથી પુરૂષ પ્રયત્ન આદરવાની તત્કાળ શરૂઆત જ કરી દેવાની છે, અને જ્યારે તેના પુરૂષાર્થમાં ઉત્તમ ચારિત્ર્ય, સત્ય, ન્યાય અને પ્રમાણિકતા ભળે છે ત્યારે અગાધ ઇશ્વરકૃપા જરૂર ઉતરી આવે છે અને સદાને માટે આનંદ, આનંદ થઈ રહે છે!

માનવજગતના ઓ માર્ગ ભૂલેલા મુસાફીર! તારા હૃદયપટ પરનો અંધાર પિછેડો દુર કરી **એક કદમ આગે** ભર, તારા સુખનો સૂર્યોદય તું તારી સામે જ નિહાળશે!

અસ્તુ!

